નવાં ધોરણો મુજબ.

# હિંદુસ્તાનના વિશેષ જ્ઞાન સાથે
# એશિઆ ખંડની ભુગોળ,

---

સુપ્રસિદ્ધ સ્કુલોના ધોરણ ૫ મા તથા અંગ્રેજી
સ્કુલોના પહેલા ત્રણ ધોરણના વિદ્યાર્થીને સારૂ.



છપાવી પ્રસિદ્ધ કરનાર.
છોટાલાલ રણછોડદાસ,
ધી સરસ્વતી બુકડેપો—નડિઆદ.

કિંમત ૦—૩—૦

નવાં ધોરણો મુજબ

હિંદુસ્તાનના વિશેષ જ્ઞાન સાથે

# એશિયા ખંડની ભૂગોળ.

સુપીરીયર સ્કુલોનાં ધોરણ ૫ માટે

તથા

અંગ્રેજી સ્કુલોના પહેલાં ત્રણ ધોરણના

વિદ્યાર્થીઓને ઉપયોગી

છપાવી પ્રસિદ્ધ કરનાર.

શા. છોટાલાલ રણછોડદાસ

ધી સરસ્વતિ બુક ડેપોના મેનેજર

નડિઆદ.

ધી શારદાવિજય પ્રિન્ટીંગ પ્રેસ-અહમદાવાદમાં

શા. હરજીવન અમરસીએ છાપી

કિંમત રૂ. ૦-૩-૦

# પ્રસ્તાવના.

હાલમાં નામદાર સરકારે ગુજરાતી નિશાળો માટે નવાં ધોરણો તૈયાર કર્યા છે તેમાં પાંચમા ધોરણનાં ભુગોળ હિંદુસ્તાનના વિશેષ જ્ઞાન સાથે એશિયા ખંડનું સામાન્ય જ્ઞાન શીખવવાનું રાખેલું છે. જેને માટે વિદ્યાર્થીઓને ભુગોળ ભાગ ૧ તથા ભુગોળ ભાગ ૨ જો ખરીદવો પડે છે અને તેમાંથી સાર ખેંચવો મુશ્કેલ પડે છે આથી ઘણા વિદ્યાર્થીઓને આ વિષયમાં નાપાસ થવાનો ભય રહે છે. તે હરકત દુર કરવા ખાસ કરીને અંગ્રેજી, ગુજરાતી અને મરાઠી ભુગોળોને આધારે આ ભુગોળ બનાવવામાં આવી છે જેમાં સામાન્ય વર્ણન દેશોની કુદરતી સ્થિતિ, હવાપાણી, વ્યાપાર રોજગાર રાજ્યબંધારણ, આયાત, પેદાશ વિગેરે ઘણી સારી રીતે આપવામાં આવ્યો છે. આ પુસ્તક અંગ્રેજી પહેલા ત્રણ ધોરણના વિદ્યાર્થીઓને પણ ઘણું ઉપયોગી છે.

નડિઆદ. } કર્તા.
સને ૧૯૧૪ }

# ભાગ ૧ લો

# હિંદુસ્તાન

**સીમા**-ઉતરે હિમાલય ટિબેટ કારાકોરમ અને હિંદુકુશપર્વત પશ્ચિમે સુલેમાન, અફગાનિસ્તાન, બલુચિસ્તાન, ને અરબી સમુદ્ર દક્ષિણે હિંદી મહાસાગર પુર્વે બંગાળી ઉપસાગર.

**કુદરતી વિભાગ**-વિંધ્યાચળ પર્વતે કરી હિંદુસ્તાનના બે ભાગ થાય છે. (૧) ઉત્તર હિંદુસ્તાન (૨) દક્ષિણ હિંદુસ્તાન,

(૧) ઉત્તર હિંદુસ્તાનના સ્વભાવિક છ ભાગ થાય છે. (૧) હિમાલયની તળેટીનો પ્રદેશ. (૨) સિંધુનો પ્રદેશ. (૩) રેતીનું રણ. (૪) મધ્ય હિંદુસ્તાનને રજપુતાનાનો ઉચ્ચ પ્રદેશ, (૫) ગંગાનો પ્રદેશ. (૬) બ્રહ્મપુત્રાનો પ્રદેશ.

(૨) દક્ષિણ હિંદુસ્તાનના ચાર ભાગ થાય છે. (૧) નર્મદાનો પ્રદેશ (૨) શુદ્ધ દક્ષિણ (૩) પશ્ચિમ કાંઠાનો નિચાણનોપ્રદેશ (૪) પુર્વ કાંઠાનો નિચાણનો પ્રદેશ.

# હિંદુસ્તાનના રાજ્યકીય વિભાગો

| ભાગનું નામ | મુખ્ય અમલદાર | મુખ્ય શહેર |
|---|---|---|
| મુંબાઈ ઇલાકો | ગવર્નર | મુંબઈ, અમદાવાદ પુના, વડોદરા સુરત, હૈદ્રાબાદ, ભુજ, વગેરે |
| મદ્રાસ ઇલાકો | ગવર્નર | મદ્રાસ, કાંચીવરમ, બલારી ત્રિચિનાપલી |
| કુર્ગ પ્રાંત | ચીફકમીશનર. | મર્કારા |
| અંદામાન અને નિકોબાર | " | પોર્ટ બ્લેર. |
| બ્રહ્મદેશ | લેફ્ટેનન્ટ ગવર્નર | રંગુન, માંડલેને આકીઆબ |
| આસામ પ્રાંત | ચીફ કમીશનર | સિલોંગ, કાચારને, ગૌહતી. |
| બંગાળા ઇલાકો. | ગવર્નર | કલકત્તા, બરાકપોર, ઢાકા, પ્લાસી અને ચિત્તેગાંવ. |
| બહાર અને ઓરીસાના પ્રાંત | લેફ્ટેનન્ટ ગવર્નર | પટણા, મોંગીર, ભાગલપુર, રાંચીને કટક. |
| આગ્રા અને અયોધ્યાના સંયુક્ત પ્રાંતો | " | અલ્હાબાદ, આગ્રા, કાશી, અયોધ્યા વગેરે |
| પંજાબ પ્રાંત | " | લાહોર, દીલ્હી, અમૃતસર, સીમલા |
| વાયવ્ય સરહદનો પ્રાંત | ચીફ કમીશનર | પેશાવર. |
| બ્રિટિશ બલુચિસ્તાન | " | ક્વેટા |
| અજમેરને મેરવાડા | " | અજમેર |
| મધ્ય પ્રાંત અને વરાડ | " | નાગપુર, ઇલીચપુર, બુરાનપુર સાગર વગેરે. |
| દેશી | રાજ્યો. | |
| કાશ્મીર | રેસીડેન્ટ | કાશ્મીર (શ્રીનગર) |
| ગાયકવાડ | " | વડોદરા, |
| નિઝામનું રાજ્ય | " | હૈદ્રાબાદ, ઔરંગાબાદ, દોલતાબાદ |
| મ્હૈસુર | " | બેંગલોર, કોલર, મ્હૈસુર વગેરે |
| મધ્યહિંદ એજન્સી | એજંટ-ટુ-ધી-ગવર્નર જનરલ | ગ્વાલીઅર, ઇંદોર, રેવા, ભોપાલ વગેરે |

| | | |
|---|---|---|
| રજપુતાના એજન્સી | ,, | ઉદેપુર, જોધપુર, જયપુર, વગે |
| સ્વતંત્ર | રાજ્યો | |
| નેપાળ | રેસીડેન્ટ * | ખટમંડુ. |
| ભુતાન | ,, | પુનાખા |
| પોર્ટુગીઝના સંસ્થાનો | પોર્ટુગીઝ ગવર્નર જનરલ | દીવ, દમણ, ને ગોવા |
| ફ્રેન્ચના સંસ્થાનો | ફ્રેન્ચ ગવર્નર જનરલ | પાંડેચેરી, ચંદ્રનગર, યાનાન, કારીકલ ને માહી. |

# મુંબાઈ ઇલાકો.

**સીમા**-ઉત્તરે બલુચિસ્તાન અને પંજાબ પૂર્વે રજપુતસંસ્થાન, મધ્યહિંદ એજન્સી, મધ્યપ્રાંતો અને નિઝામનું રાજ્ય દક્ષિણે મદ્રાસ ઇલાકો ને મ્હૈસુર અને પશ્ચિમે અરબી સમુદ્ર છે.

**કુદરતી વિભાગ**-(૧) સિંધ (૨) કચ્છ (૩) ગુજરાત (૪) મહારાષ્ટ્ર (૫) કાનડા

**રાજ્યકીય વિભાગ**-(૧) સિંધ વિભાગ (૨) ઉત્તર વિભાગ (૩) મધ્ય વિભાગ (૪) દક્ષિણ વિભાગ (૫) મુંબાઈ બેટ પણ એક વિભાગ ગણાય છે.

**પર્વતો**-હાલા, સુલેમાન, ગીર, ગીરનાર, શેત્રુંજો, બરડો, પાવાગઢ, રાજપીપળા, આબુ, પાવાગઢ આરાસુર, વિંધ્યાચળ, સાતપુડા, સહ્યાદ્રી વગેરે

---

*આ રાજ્યોમાં બ્રિટિશ રેસિડેન્ટ રહે છે પણ તે રાજ્યના કામમાં હાથ ઘાલતો નથી.

નદીઓ-સિંધુ, ભાદર, શેત્રુંજી, બનાસ, સરસ્વતિ મહી, સાબરમતી નર્મદા, તાપી, ગોદાવરી, કૃષ્ણા, ભીમા, નીરા વગેરે

ધોધ-સુરપાણ, ગેરસપ્પા. | સરોવર-મંચર.

અખાત-કચ્છ, ખંભાત, | ભુશિર-જગતપોઈંટ, દીવ.

બેટ-મુંબાઈ, પીરમ, ઘારાપુરી, દીવ, સાષ્ટી.

દ્વીપકલ્પ-કાઠીઆવાડ | રણ-થરપારકર, કચ્છ

ઠાકા ઉના પાણીના કુંડ-લસુંદરા, ટુવાટાંકણ, દેવકીઉનાઈ, તુલસીશ્યામ, દાપોલી, ખેડ, સંગમેશ્વરને રાજાપોર.

હવા ખાવાની જગાઓ-આબુ, ડુમસ, તીથલ, બાલાચડી, ગોપનાથ, માથેરાન, મહાબળેશ્વર, દેવલાલી, ને લોણાવળા.

બંદરો-મુંદરો, માંડવી, દ્વારકાં, પોરબંદર, વેરાવળ, જાફરાબાદ, ભાવનગર, ઘોઘા, ખંભાત, સુરત, ભરૂચ, મુંબાઈ, રત્નાગિરિ, કારવાડ, કુમટા, હોનાવર આ બંદરોમાં મુંબાઈ, કરાંચીને કારવાડ ત્રણ મોટાંછે

જાત્રાનાં ઠેકાણાં-દ્વારકાં, સોમનાથ, અંબાજી, શાંમળાજી બહુચરાજી શુકલતીર્થ, પાવાગઢ, સિદ્ધપુર, ડાકોર, વડતાલ, નાશક, ત્રંબક, પંઢરપુર, પારસીઓનું ઉદવાડા અને જૈનનાં ગીર ગીરનાર, શેત્રુંજો ને પાલીતાણા છે.

દેશી રાજ્યો-ખૈરપુર, કચ્છ, કાઠીઆવાડ, ગાયકવાડનો મુલક, પાલનપુર, મહીકાંઠા, રેવાકાંઠાને, સુરત, એજન્સી, મેવાસી પરગણાં, સુરગાણાનો મુલક, જવાર, જંજીરા, સતારા જાગીર, ભોર, ફલટણ, ઔંધ, જત, અક્કલકોટ, કોલ્હાપુર, સાંગલી, મીરજ, કુંરૂંદવાડ ને સાવંતવાડી.

પોર્ટુગીજનાં-દીવ, દમણ, ગોવા.

# શહેરો

**મુંબાઈ**—આ ઈલાકાની રાજધાની અને હિંદમાં મોટું બંદર છે અને ગવર્નર સાહેબ ડીસેમ્બરથી માર્ચ સુધી રહે છે વળી તેમા ઘણુ મહા વિદ્યાલયો આવેલાં છે.

**પુના**—મધ્ય વિભાગના કમિશનર સાહેબનું સદર સ્ટેશન છે. તથા ચોમાસામાં ગવર્નર સાહેબ અહીં રહે છે. તે પેશ્વાના વખતમાં રાજધાનીનું શહેર હતું તેમાં દરબાર હોલ અને પર્વતી ડુંગર વગેરે જોવાલાયક છે.

**વિજાપુર**—અહીં સુલતાન મહમદનો સુંદર રોજો છે બુરજો ઉપર મોટામાંમોટા ઘુમટવાળો આ રોજો છે, અને તેમાં "માલિક મેદાન" નામની ૨૮ ઇંચ બારની તોપ છે.

**બેલગામ**—દક્ષિણ વિભાગના કમિશનર સાહેબનું સદર સ્ટેશન છે. તથા લશ્કરી છાવણી છે તેમાં વાંસના પેદાશ વધારે છે માટે તેને વેણુગ્રામ પણ કહે છે.

**અમદાવાદ**—સાબરમતી નદી ઉપર ઇ. સ. ૧૪૧૨ માં સુલતાન અહમદશાહે વસાવ્યું હતું તેમાં ઉત્તર વિભાગના કમીશનર સાહેબ રહે છે અને રેશમી અને સુતરાઉ કાપડ સારૂ થાય છે.

**વડોદરા**—ગાયકવાડ સરકારની રાજધાનીનું શહેર છે. તેમાં કોલેજ, ન્યાય મંદિર, સંગ્રહસ્થાન, બાગ વગેરે જોવા લાયક છે અને રેલવે જંકશન છે.

**સુરત**—તાપી નદી ઉપર આવેલું છે. તે રેશમી કાપડ તથા કસબને માટે પ્રખ્યાત છે.

**ભરૂચ**—નર્મદા નદી ઉપર આવેલું છે. તેમાં ભૃગુઋષિનું દહેરૂં અને બલિરાજાએ કરેલા યજ્ઞની જગા જોવા લાયક છે.

**કરાંચી**—આ ઈલાકામાં બીજા નંબરનું બંદર છે અને સિંધવિભાગના કમિશનર સાહેબનું સદર સ્ટેશન છે.

**હૈદ્રાબાદ**—સિંધુ નદી ઉપર મોટું શહેર છે ત્યાં રૂપાનું તથા લાખનું કામ સારૂં બને છે.

**ઉમરકોટ**—સિંધ પ્રાંતમાં શહેર છે. તેમાં ૧૫૪૨ માં અકબર બાદશાહનો જન્મ થયો હતો.

**શિકારપુર**—સિંધ પ્રાંતમાં વેપારનું મથક છે, તેને પહેલાં ખોરાસાની બારણું કહેતા. તેમાં શેતરંજી અને બારીક કાપડ સારૂં બને છે

**ભુજ**—કચ્છની રાજધાનીનું નગર છે તેમાં ભુજંગ સાપનું દહેરૂં છે અને સોના તથા રૂપાનાં વાસણ ઉપર નકસી કામ સારૂં થાય છે.

**માંડવી**—કચ્છમાં બંદર છે અને તેમાં દીવાદાંડી છે.

**રાજકોટ**—કાઠીઆવાડના એજન્ટ ટુધી ગવર્નરનું સદર સ્ટેશન છે અને તેમાં રાજકુમાર કોલેજ છે.

**પેદાશ**—ઘઉં, ડાંગર, બાજરી કઠોળ, વગેરે અનાજ, તેલીબી, તમાકુ, શેરડી, રૂ, જીરૂ, વરીઆળી, પાન, સોપારી, પીપર, કેળાં, નાળીએર, વગેરે.

**ખનિજ**—ઈમારતી પથ્થર, આરસ, અકીક, લોઢાની કાચી ધાતુ, મેંગેનીઝ, સીસું ત્રાંબુ, સોનું, ફટકડી, ગંધક મીઠું.

**નિકાશ**—સુતરાઉ કાપડ, અનાજ, તેલી બી, તમાકુ, રૂ, ચામડાં, ઊન અને ગળી,

**આયાત**—સુતરાઉ, ગરમ, અને રેશમી કાપડ, લોખંડનો સામાન, ખાંડ, કેરોસીન, કોલસા, કાચ, કાગળ, દવાઓ વગેરે.

**ધર્મ**—હિંદુ, જૈન, મુસલમાન, જરથોસ્તી, અને ખ્રિસ્તિ.

**ભાષા**—સિંધી, કચ્છી, ગુજરાતી, મરાઠી, કાનડી, અંગ્રેજી. ઉર્દૂ વગેરે

**આબોહવા**—સિંધ–ગરમ, રેતાળ અને સુકો પ્રદેશ છે. તેમા ઘણોજ થોડો (૨ થી ૧૦) વરસાદ પડે છે. તેની ખેતીનો આધાર સિંધુ નદી ઉપર છે. કચ્છ દરીઆ કિનારે હોવાથી તેની હવા સાધારણ છે. ગુજરાતમાં ઉનાળામાં ગરમી અને શિયાળામાં ઠંડી વધારે છે. વરસાદ ૨૦ થી ૩૦ ઇંચ પડે છે મધ્યમાં પહાડી, ઉપર, (નીલગિરિ, મહાબળેશ્વર, મુંબઇ.) વરસાદ વધારે (૮૦–૧૦૦) પડે છે અને દરીઆ કિનારાની હવા ભેજવાળી છે.

* **રાજ્ય વ્યવસ્થા**—ઇલાકાના ઉપરી અમલદાર ગવર્નર સાહેબ છે તેમની નીમણુંક નામદાર શહેનશાહ કરે છે. તેમને મદદ કરવા બે સભાઓ છે (1) કારભારી (એક્ઝીક્યુટીવ) (૨) કાયદા બાંધનારી (લેજીસ્લેટિવ) કારભારી મંડળમાં ગવર્નર સાહેબ સાથે ૪ સભાસદ હોય છે તે મુંબઇ સરકાર કહેવાય છે. અને કાયદા બાંધનાર મંડળમાં કુલ ૪૮ સભાસદ હોય છે.

ઇલાકાના વિભાગમાં ભાગ કરી તે દરેક ઉપર કમીશનરો નીમેલા છે. અને વિભાગને જીલ્લા તથા તાલુકામાં વહેંચી તેના ઉપર કલેક્ટરો અને મામલતદારો મુકેલા છે જેમના હાથ

---

* બીજા ઇલાકાઓની રાજ્ય વ્યવસ્થા પણ આ ઇલાકા પ્રમાણેજ ચાલે છે.

૫૩૨૧



નીચે દરેક ગામ ઉપર મુખી તલાટી નીમી તેમની મારફતે મહેસુલ વગેરે વસુલ લેવામાં આવે છે.

ન્યાય ખાતાનો વહીવટ મુંબાઈની હાઈકોર્ટ કરે છે અને તે કોર્ટના જજોની નીમણુંક શહેનશાહ પોતે કરે છે તે ગવર્નર સાહેબથી સ્વતંત્ર છે. ન્યાય ખાતાના મુનસફ વગેરે અધિકારીઓ તેમની સત્તા નીચે છે.

દેશી રાજ્યોમાં ગાયકવાડી રાજ્ય વોઇસરોયના તાબામાં છે અને બાકીનાં મુંબાઈ સરકારના તાબામાં છે.

## મદ્રાસ ઇલાકો.

સીમા–ઉત્તરે મુંબાઈ ઇલાકો, નિઝામનું રાજ્ય, અને ઓરીસા પુર્વે બંગાળી સમુદ્ર. દક્ષિણે મનારનો અખાતને લંકા. પશ્ચિમે અરબી સમુદ્ર.

ભાગ–ઉત્તરસરકાર, કર્ણાટક, ને મલબાર.

પર્વતો–પૂર્વઘાટ. પશ્ચિમઘાટ, (સહ્યાદ્રી), નીલગિરિ, આ સિવાય નીલગીરીની દક્ષિણે અનમલાઇ, કારડેમમ, અને પાલની ડુંગરો આવેલાછે.

શિખરો–ઉત્તકમંડ, દીંડીગલ, દોદાબેટા

નદીઓ–ગોદાવરી, કૃષ્ણા, પન્નેર, પન્નર પલાર, કાવેરી, કોલેરૂનને વૈગા.

સરોવર–ચીલકા, કોલર, પુલીકટ, | સમુદ્ર–અરબી, બંગાળીને હિંદીમહાસાગર

અખાત–મનારનો | ભુશિર–કન્યાકુમારીકા.

સામુદ્રધુની–પાલ્ક એ બંગાળી સમુદ્ર અને મનારના અખાત ને જોડેછે.

બેટ–રામેશ્વર, લક્ષદ્વીપ.

**હવા ખાવાનાં ઠેકાણાં**-ઉતાકમંડ એમાં ઉનાળામાં ગવર્નર સાહેબ રહે છે. તે સિવાય દીંદીગલ, ને નીલગિરિ.

* **બંદરો**-કોરો મંડલ કિનારાનાં-વિજાગાપટ્ટણ, કોકીંદા, મછલીપટ્ટણ, માનાન, મદ્રાસ, નેગાપટ્ટણ, ને તુતુકોરીન.

**મલબાર કિનારાનાં**-મેંગલુર, કાનાનોર, તાલીચેરી, કાલીકટ, કોચીન.

**જાત્રાનાં ઠેકાણાં**-રામેશ્વર, શ્રીરંગમ | **દેશીરાજ્યો**-ત્રાવણકોર. કોચીન અને પુદુકોટા.

**લશ્કરી છાવણી**-મદ્રાસ, બલારી, ત્રીચીનાપલી.

## શહેરો.

**મદ્રાસ**-આ ઇલાકાની રાજધાની હિંદમાં વસ્તીમાં ત્રીજા નંબરનું શહેર કોરો મંડળ કિનારે આવેલું છે. તે ૧૬૩૯ માં વસાવવામાં આવ્યું હતું, અને આ બંદરથી ચામડાં, રૂ, મસાલા, ચા, ગુંદ, તેલીબી, તમાકુ, ગળી અને ચોખા પરદેશ જાય છે.

**કાંચીવરમ**-અસલ ચોલ રાજ્યની રાજધાની હતી અને દહેરાં માટે પ્રસિદ્ધ છે.

**બલારી**-રૂના વેપારનું મથક છે અને લશ્કરી છાવણીનું સ્થળ છે. તથા તેની પાસે જુના વિજયનગરનાં ખંડેરો આવેલાં છે.

**તંજાવર**-ઇ. સ. ૧૭૯૯ માં લોર્ડવેલેસ્લીએ બ્રિટિશ રાજ્યમાં જોડી દીધો.

---

* આ ઇલાકાનો પરદેશ સાથે વેપાર કોકોનાડ, મદ્રાસ, તુતુકોરીન, કોચીન, અને કાલીકટ બંદરથી ચાલે છે.

**મદુરા**--અસલ પાંડ્ય રાજની રાજધાની હતી. અને જુના વખતનાં મહાદેવનાં દહેરાં માટે પ્રસિદ્ધ છે.

**ત્રિચનાપલ્લી**-લશ્કરી છાવણી છે. તથા ચીરૂટ અને જવાહીરના દાગીના માટે પ્રસિદ્ધ છે.

**શ્રીરંગમ**-કાવેરી નદી પર વિષ્ણુનાં વિશાળ દહેરાં માટે પ્રસિદ્ધ છે.

**સાલેમ**-સાલેમ જીલ્લાનું મુખ્ય શહેર છે. આ જીલ્લો પોલાદ કામ માટે પ્રસિદ્ધ છે તેની પાસે શિરવરાય ડુંગર પર કૉફી થાય છે.

ઉટાકમંડ-હવા ખાવાનું સ્થળ છે. અહીં મદ્રાસ ઈલાકાના ગવર્નર સાહેબ ઉનાળામાં હવા ખાવા આવે છે.

કાલીકટ-મલબાર કિનારે આવેલું બંદર છે અહીંથી સાગ, મરી, ને નાળીએર પરદેશ જાય છે. તથા ઈ. સ. ૧૪૯૮ ફ્રેન્ચ વહાણવટી વાસ્કોડીગામા પહેલ વહેલો ઉતર્યો હતો..

મછલીપટ્ટણ-કૃષ્ણા નદીના મુખ ઉપર કોરોમંડલ કિનારે બંદર છે. અને મદ્રાસ અગાઉ અંગ્રેજોની કોઠી હતી.

વિજાગાપટ્ટણ-ઉત્તર સરકારનું મુખ્ય શહેર શીંગડાંની પેટીની બનાવટ માટે પ્રસિદ્ધ છે.

**ત્રિવંદ્રમ**-ત્રાવણકોરનું મુખ્ય શહેર છે.

**આલેપી**-ત્રાવણકોરમાં મુખ્ય બંદર છે.

**ઈતિહાસીક શહેરો**-આર્કાટ, આર્ની, વાંદીવાસ, અંબુર, પોલીલોર, ને પોર્તુનોવા.

પેદાશ-ચોખા, રાગી, તમાકુ, તેલીબી, શેરડી, રૂ, ગરમ, મશાલા, ચા, ગુંદ, સિંકોના, ગળી, નાળીએર, અને સાગ.

ખનિજ-લોખંડની કાચી ધાતુ, કોલસા, અબરખ, મેગેનીઝ, સોનુ, હીરા.

નિકાશ-ચામડાં, રૂ, ગુંદ, તેલીબી, ચોખા, ગળી, ગરમ મશાલા ચા, ખાંડ, તમાકુ, સાગ, વગેરે.

ભાષા-તામીલ, તેલગુ, મલાયલામ, કાનડી, ઉર્દુ અંગ્રેજી, વગેરે

આબોહવા.-આ પ્રાંતો વિષુવવૃત્તની પાસે છે તેથી ગરમી વધારે પડે છે. પણ દરીઆ પાસે હોવાથી ગરમી ઠંડી બહુ લાગતી નથી. વરસાદ સરેરાશ ૧૫ થી ૨૦ ઈંચ પડે છે.

## કુર્ગ પ્રાંત.

સીમા-ઉત્તરે ને પૂર્વે મૈસુર તથા દક્ષિણે અને પશ્ચિમે મદ્રાસ ઇલાકો આવેલો છે.

શહેર-મરકીરા-આ પ્રાંતની રાજધાની દરીઆની સપાટીથી ૩૮૦૦ ફુટ ઉંચે ઉચ્ચ પ્રદેશ પર આવેલું છે.

પેદાશ-ગુંદ અને એલચી.

વિશેષ હકીકત-આ પ્રાંત ૧૮૩૪ માં લોકોની વૃત્તિને અનુસરી ખાલસા કરવામાં આવ્યો હતો. તેનો મુખ્ય અમલદાર ચીફ કમિશ્નર મૈસુરનો રેસિડંટ છે.

આબોહવા—આ પ્રાંત ઉષ્ણકટિબંધમાં આવવાથી હવા ગરમ છે. કિનારા તરફ તથા આશામ નજીક વરસાદ વધારે પડે છે. હવા ભેજવાળી ને ગરમ છે.

વિશેષ હકીકત—આ પ્રાંતમાં મુખ્ય વસ્તી મોગોલીઅન જાતના બ્રહ્મી લોકોની છે આ સિવાય મદ્રાસ, બંગાળા, ચીન દેશના લોકો પણ વેપાર માટે આવી વસેલા છે. બ્રહ્મી લોકો પંટ બનાવવાના, કોતર કામ તથા રસવાના કામ માટે પ્રસિદ્ધ છે. તે સિવાય રેશમી કાપડ વણવાનો અને સિગારેટ બનાવવાનો તેમનો મુખ્ય ધંધો છે.

---

## આસામ.

સીમા—ઉત્તરે હિમાલય અને ભુતાન. પુર્વે બ્રહ્મદેશ. દક્ષિણે તથા પશ્ચિમે બંગાળા.

પર્વતો—કાચાર, ખાસ્યાના ડુંગર.

નદીઓ—બ્રહ્મપુત્રા, સુરમા, અને બરક.

દેશી રાજ્યો—મણીપુર.

## શાહેરો.

સીલોંગ—ખાસીઆ ડુંગર પર ચીફ કમિશનરનું સદર સ્ટેશન છે.

સીલહટ—સુરમા નદી પર નારંગી માટે પ્રસિદ્ધ છે.

ગોહત્તી—બ્રહ્મપુત્રા નદી પર આસામ પ્રાંતનું મુખ્ય શહેર છે.

કાચાર—ચાના બગીચા માટે પ્રખ્યાત છે.

**ચેરાપુંજી**–ખાસ્યા ડુંગર પર આવેલું છે, અહીં આખા હિંદુસ્તાનમાં સૌથી વધારે વરસાદ પડે છે.

**પેદાશ**–ચા, ચોખા, શણ, તેલીબી, તમાકુ; શેરડી, રેશમ, રૂ, હાથીદાંત, ઈંડિઆરબર સાલને મીણ.

**ખનિજ**–કોલસા ને ચુનાના પત્થર.

**નિકાશ**–ચા, ચોખા, શણ, રેશમ, નેતર, હાથીદાંત, ઈંડિઆરબરને ઇમારતી લાકડાં.

**આબોહવા**–આ ભાગમાં માત્ર બેજ ઋતુઓ છે શિયાળો ને ચોમાસુ માર્ચથી મે મહિના સુધી પુષ્કળ વરસાદ પડે છે. તેથી હવા ભેજવાળી છે.

**વિશેષ હકીકત**–ઇ. સ. ૧૮૭૪ માં બંગાળાનો કેટલોક ભાગ લઇ આસામ પ્રાંત બનાવ્યો હતો અને તેમાં ઇ. સ. ૧૯૦૫ બંગાળાનો પૂર્વ ભાગ ઉમેરી પૂર્વ બંગાળાને આસામ પ્રાંત બનાવ્યો હતો ને ત્યારપછી ઇ. સ. ૧૯૧૧ માં નામદાર શહેનશાહના દિલ્હીમાં રાજ્યાભિષેક વખતે બંગાળાથી આસામને જુદો પાડી ચીફ-કમિશનરના દેખરેખ નીચે મુક્યો.

---

## બંગાળા ઇલાકો.

**સીમા**–ઉત્તરે હિમાલય, સિક્કીમ, ને ભુતાન પૂર્વે આસામને બ્રહ્મદેશ દક્ષિણે બંગાળાનો ઉપસાગર અને પશ્ચિમે બહારને ઓરીસાના પ્રાંતો.

**પર્વતો**-છોટાનાગપુર, રાજમહાલ, ખાસીઆ અને તિપેરાના ડુંગરો.

**નદીઓ**-ગંગા, બ્રહ્મપુત્રા, તિસ્તા ભાગીરથી, દામોદર, રૂપનારાયણ
કરનાફુલી અને કુશી.

**અખાત**-બાલાસોર | ઉપસાગર-બંગાળાનો.

**દેશીરાજ્ય**-સિક્કીમને તિપેરા | **હવા ખાવાનાં સ્થળ**-દાર્જીલિંગ.

**લશ્કરી છાવણી**-બરાકપોર.

**બંદરો**-ચિતાગાંવ, કલકત્તાને મતલા (કયાનિંગ બંદર)

## શહેરો.

**કલકત્તા**-આ ઇલાકાની રાજધાની હુગલી નદી ઉપર આવેલું છે તે બ્રિટિશ રાજ્યમાં વસ્તીમાં બીજું શહેર છે. તેને મહેલોનું શહેર કહે છે અને તે જળ માર્ગે તથા જમીન માર્ગે વેપારનું મુખ્ય મથક છે.

**હાવરા**-કલકત્તાનો એક ભાગ છે.

**અલીપોર**-ફોર્ટ વિલિયમના કિલ્લાની દક્ષિણે કલકત્તાનો એક ભાગ છે

**ઢાકા**-બ્રહ્મપુત્રાના એક ફાંટા ઉપર આવેલું છે. ને તેની મલમલ વખણાય છે.

**બરીસલ**-બાકરગંજ જીલ્લાનું મુખ્ય શહેર છે. આ જીલ્લામાં ડાંગરનો પાક સારો થાય છે.

**ચિતગાંવ**-કરનાફુલી નદી ઉપર બંદર છે. અહીંથી ચોખાને સારુ પરદેશ ચઢે છે.

સીરજગંજ-શણના વેપાર માટે પ્રખ્યાત છે.

માલ્દા-એની પાડોશમાં બંગાળાની જુની રાજધાની ગૌડનાં ખંડેરો છે.

બારાકપૈર-હુગલી નદી ઉપર લશ્કરી છાવણીનું સ્થળ છે.

નુધા-અસલ સંસ્કૃત પાઠશાળા માટે પ્રખ્યાત હતું. ઈ. સ. ૧૨૦૩ માં મુસલમાનોએ બંગાળા જીત્યો તે પહેલાં બંગાળાની રાજધાનીનું શહેર હતું.

પ્લાસી-અહીં ઈ. સ. ૧૭૫૬ માં લોર્ડ કલાઇવે મોટી જીત મેળવી હતી.

મુર્શીદાબાદ-મુસલમાનોની છેલ્લી રાજધાનીનું શહેર હતું અને ગળીના વેપાર માટે પ્રખ્યાત છે

હુગલી-બંગાળામાં અંગ્રેજોની કોઠીનું પહેલું સ્થાન હતું

દાર્જીલિંગ-સિક્કીમની પાસે હવા ખાવાનું સ્થળ છે. કલકત્તાથી અહીં સુધી રેલવે છે અને ત્યાં ચાનો પાક સારો થાય છે.

ચીનસુરા-અસલ વલંદા લોકોને તાબે હતું

શ્રીરામપુર-પહેલાં ડેન લોકોને તાબે હતું

ચંદ્રનગર-ફ્રેન્ચ લોકો ને તાબે છે

રાણીગંજ, બનકુર અને બીરભમ-કોલસાની ખાણો માટે પ્રખ્યાત છે

પેદાશ-ડાંગર, ઘઉં, જવ, મકાઇ તેલીબી, શણ, ચા, ગળી, સાગ વાંસને નેતર

**ખનિજ**–કોલસા સ્લેટના પત્થર, સોહું, અને ત્રાંબુ

**નિકાશ**–ચોખા, શણ, તેલીબી, ચામડાં, ચા, રેશમ, કોલસા, અફીણ, ગળી, સાગ, વાંસ અને નેતર

**વિશેષ હકીકત**–બંગાળા ઇલાકાના ઇ. સ. ૧૯૦૫ માં પંદર જીલ્લા આસામમાં નાખી પુર્વ બંગાળાને આસામ પ્રાંત બનાવ્યો હતો અને બંગાળા પ્રાંત કરી તે ઉપર લેફ્ટેનન્ટ ગવર્નરની નીમણુંક કરી હતી પરંતુ ઇ. સ. ૧૯૧૧ માં દિલ્હીના રાજ્યારોહણની ક્રિયા વખતે આસામમાંના પંદર જીલ્લા પાછા બંગાળામાં નાખી તેમાંનો બહાર, છોટાનાગપુરને ઓરીસાના પ્રાંતો જુદા પાડી બહારને ઓરીસાનો પ્રાંત બનાવ્યો અને તે ઉપર લેફ્ટેનન્ટ ગવર્નરની નીમનોક કરી અને બંગાળા ઇલાકો કરી તે ઉપર ગવર્નરની નીમનોક કરી છે.

---

## બહારને ઓરીસાના પ્રાંતો.

**સીમા**–ઉત્તરે હિમાલયને નેપાળ પુર્વે બંગાળા ઇલાકો દક્ષિણે મદ્રાસ ઇલાકોને મધ્ય પ્રાંત પશ્ચિમે સંયુક્ત પ્રાંતોને રેવાનું રાજ્ય.

**પર્વતો**–હિમાલયના રાજમહાલના, છોટાનાગપુરના અને ઓઢીઆ અથવા ઓરીસાના ડુંગરો.

**નદીઓ**–ગંગા, ગંડકી શોણ મહા, બ્રાહ્મણી અને વૈતરણી.

**દેશી રાજ્યો**–સિક્કીમ

**જાત્રાનાં ઠેકાણાં**–જગન્નાથપુરી, ગયા અને જૈનોનું પારસનાથ છે

## શહેરો

**પટણા**—અસલ પાટલીપુત્રને નામે મગધની રાજધાનીનું શહેર હતું અને ગંડકગોગ્રાને સોણ નદીઓના સંગમ પર વેપારનું મુખ્ય સ્થળ છે તથા લેફટેનન્ટ ગવર્નરનું સદર સ્ટેશન છે.

**ગયા**—જાત્રાનું ઠેકાણું છે અને ત્યાં બાપનું શ્રાદ્ધ થાય છે તથા બુદ્ધ ગયાનું દહેરું છે.

**ભાગલપુર**—ગંગા નદી પર આવેલું છે અહીં ગંગાનો પટ ૭ માઈલ પહોળો છે.

**મોંગીર**—ગંગા નદીપર બંદુક અને પિસ્તોલ માટે પ્રખ્યાત છે

**તીરહુટ**—જૂના વખતમાં એને મિથિલા નગર કહેતા.

**બક્સર**—અહીં ઇ. સ. ૧૫૩૯ માં શેરશાહે હુમાયુને હરાવ્યો હતો.

**કટક**—મહા નદી ઉપર ઓરીસાનું મુખ્ય શહેર કલકત્તાથી મદ્રાસ જવાની રેલવે પર આવેલું છે.

**જગન્નાથપુરી**—દરીઆ કિનારાપર જગન્નાથજીની જાત્રા માટે પ્રખ્યાત છે.

**રાંચી**—છોટા નાગપુરમાં મોટું શહેર છે.

**પેદાશ**—ઘઉં, બાજરી, ચોખા, ગળી અને શણ વગેરે છે.

**ખનિજ**—કોલસા, સુરોખાર, અબરખ, લોઢું.

**નિકાશ**—ચોખા, ગળી, અફીણ, રૂ, મેણ, એલચી, અને તેલીબી

**ભાષા**—બહારમાં હિંદી ઓરીસામાં ઉડિયા અને ડુંગરોમાં અનાર્ય બોલાય છે

**આબોહવા**—બહારમાં ઉનાળામાં ગરમી અને શિઆળામાં ઠંડી વધારે પડે છે. બંગાળા કરતાં અહીં વરસાદ ઓછો પડે છે ઓરીસામાં શિઆળામાં ઠંડી બહુ પડતી નથી.

# આગ્રા અને અયોધ્યાના—સંયુક્ત પ્રાંતો

સીમા—ઉત્તરે નેપાળને તેરાઇનું જંગલ અને હિમાલય પર્વત. પૂર્વે બહાર દક્ષિણે મધ્યહિંદ એજન્સી પશ્ચિમે પંજાબ પ્રાંત.

પર્વતો—હિમાલય અને શિવાલીક.

નદીઓ—ગંગા, જમના, ગોગ્રા, ગોમતી, રામગંગા અને ચંબલ.

દુઆબ—દુઆબ એ ગંગા અને જમના નદીઓ વચ્ચે છે.

હવાખાવાનાં જગ્યાઓ—નૈનિતાલ, ડેરાડૂન અને મસુરી.

દેશી રાજ્ય—રામપુર, ગઢવાળને કાશી.

જાત્રાનાં ઠેકાણાં—મથુરાં, વૃંદાવન, કાશી, અયોધ્યા, હરદ્વાર બદ્રીનાથ, કેદારનાથ ગંગોત્રી જમનોતરી વગેરે.

## શહેરો

પ્રયાગ (અલ્લાહબાદ)—આ પ્રાંતનું મુખ્ય શહેર ગંગાને જમના નદીઓના સંગમ ઉપર આવેલું છે. અને જાત્રાનું ધામ છે.

કાનપુર—ગંગા નદી ઉપર લશ્કરી છાવણીનું સ્થળ છે. અનાજનો વેપાર ચામડાંને ગરમ કાપડ માટે પ્રખ્યાત છે.

આગ્રા—જમના નદી ઉપર અકબરને શાહજહા બાદશાહના વખતમાં હિંદની રાજધાનીનું શહેર હતું તેમાં તાજમહાલ જોવા લાયક છે.

મથુરાં—શ્રી કૃષ્ણની જન્મ ભુમિ માટે પવિત્ર મશહુર છે.

**વૃંદાવન**–મથુરાની પાસે શ્રી કૃષ્ણે નાનપણમાં કરેલા વિહાર માટે પવિત્ર મણાય છે.

**મીરત**–ગંગાને જમના નદીઓ વચ્ચે લશ્કરી છાવણીનું સ્થળ છે.

**અલીગઢ**–મુસલમાનોની મોટી કોલેજ છે.

**સહરાણપુર**–વનસ્પતિ વ્યવસ્થા દર્શક બગીચા માટે પ્રખ્યાત છે

**રૂરકી**–એંજીનીઅરિંગ કોલેજ માટે પ્રખ્યાત છે.

**દહેરાદુન**–હવા ખાવાનું સ્થળ છે તેમાં ચાના બગીચાને જંગલખાતાની કોલેજ છે

**મસુરી**–દહેરાદુનની ઉત્તરે હવા ખાવાનું સ્થળ છે

**નૈનિતાલ**–કમાઉન પ્રાંતમાં હવાખાનું સ્થળ છે. તેમાં અહીનો લેફ્ટેનન્ટ ગવર્નર ઉનાળામાં રહે છે.

**બરેલી**–રોહીલખંડનું મુખ્ય શહેર છે.

**કનોજ**–જુના વખતમાં મોટું શહેર હતું.

**ઝાંસી**–૧૮૮૫ માં સિંધીઆ સરકારને ગ્વાલીઅર આપી અંગ્રેજ સરકારે લીધું હતું અને રેલવેનું મોટું ટેશન છે.

**કાશી**–ગંગા નદી ઉપર કાશીવિશ્વેશ્વર મહાદેવની જાત્રાનું મોટું ધામ છે ત્યાં ગંગા નદી ઉપર મોટા ઘાટો બાંધેલા છે અને તેમાં મહાદેવનાં દહેરાં ઘણાં છે તથા તેનાં પિત્તળનાં વાસણને કસબનું કામ સારૂ બને છે.

**લખનૌ**–ગોમતી નદી ઉપર અયોધ્યાનું મુખ્ય શહેર છે તેમાં મુસલમાનોનાં સુંદર મકાનો આવેલાં છે.

**ફૈઝાબાદ**–લશ્કરી છાવણીનું સ્થળ છે.

અયોધ્યા—શ્રીરામચંદ્રજીના જન્મ અને રાજ્ય વગેરેમાટે પવિત્ર મનાયછે.

પેદાશ—ડાંગર. કઠોળ, જુવાર, ગળી, રૂ, શેરડી, અફીણ, તેલીબી, આ વગેરે.

ખનિજ—ખુરેખાર જમીનપરથી એકઠો કરવામાં આવે છે.

જાતો—હિંદુ અને મુસલમાન. | ભાષા—હિંદીને બિહારી.

આબોહવા—આ ભાગમાં બંગાળા કરતાં શિઆળામાં વધારે ઠંડી પડે છે આમાને ઋતુનાં તરફ વરસાદ ૩૬ ઇંચ પડે છે ને શિયાળામાં ઠંડી અને ઉનાળામાં તાપ વધારે પડે છે.

---

## પંજાબ.

સીમા—ઉત્તરે હિંદુકુશ, કશ્મિરને તાર્તરી પશ્ચિમે સુલેમાન અને અફગાનિસ્તાન; દક્ષિણે રજપુતાના એજન્સી પૂર્વે તિબેટને સંયુક્ત પ્રાંતો

રાજ્યકિય વિભાગ—(૧) દિલ્હી જીલ્લો (૨) સીમલાનો પહાડી મુલક (૩) જાલંધરને કાંગરાનો મુલક (૪) લાહોર, અમૃતસર પેસાવર અને મુલતાનની આસપાસનો મુલક (૫) દેશીરાજ્યો

પર્વતો—હિમાલય શિવાલિક કારાકોરમ હિંદુકુશ અને બીકાના ડુંગર (સોલ્ટરેંજ)

નદીઓ—સિંધુ જેલમ, ચીનાબ, રાવી બીઅસ, સતલજ અને જમના.

દુઆબ—(૧) સિંધુને જેલમ વચ્ચે સિંધસાગર. (૨) જેલમને ચિનાબ વચ્ચે જેગ. (૩) ચીનાબને રાવી વચ્ચે રેચના. (૪)

ધીરાજને સતલજ વચ્ચે બારી. (૫) બીઆસને સતલજ વચ્ચે જાલંધર.

**લશ્કરી છાવણી**-મુલતાન, મીયાંનમીર, અંબાલા, રાવળપિંડીને શિયાળકોટ.

**દેશી રાજ્યો**-બાહવલપુર એ મુસલમાનોનું છે અને પત્યાળા જીંદ નાભા કપુરથલા, ફરીદકોટ, કલસીઆને મુંદી એ શીખ લોકોનાં છે.

## શહેરો

**લાહોર**-રાવી નદી ઉપર લેફટેનેન્ટ ગવર્નરનું સદર સ્ટેશન છે તેમાં શીખ ગાદી સ્થાપનાર રણજીતસિંહનો મહેલ અને કબર જોવાલક છે.

**અમૃતસર**-શીખ લોકોનું જાત્રાનું ઠેકાણું છે ત્યાં શાલોને રેશમી કાપડ સારૂં બને છે.

**દીલ્હી**-જમના નદીપર હિંદુસ્તાનની જુના વખતથી ચાલતું આવેલું રાજધાનીનું શહેર છે તેમાં વાયસરૉય રહે છે* અને મુસલમાન બાદશાહોના વખતના મહેલો, જુમામસીદ, મોતી-મસજીદ, કુતુબમિનાર વગેરે મકાનો જોવા લાયક છે.

**સ્થાનેશ્વર**-અહીં આગળ ઇ. સ. ૧૧૯૧ માં પૃથુરાજે શાહબુદીનને હરાવ્યો હતો અને એની પડખામાં મહાભારતમાં કહેલું કુરુક્ષેત્રનું મેદાન આવેલું છે.

**સીમલા**-હવાખાવાનું સ્થળ છે અહીં વાયસરૉય સાહેબ ઉનાળામાં રહે છે તે ઠેઠ સીમલા સુધી રેલવે છે.

**કસાવલી**—હડકાયલાં જાનવર કરડેલા દરદીઓનાં દવાખાનાં માટે પ્રખ્યાત છે.

**મુલતાન**—અહીં રેશમના કીડા ઉછેરવામાં આવે છે અને લશ્કરી છાવણીનું સ્થળ છે.

**ઇતિહાસીક શહેરો**—અલિવાલ, સોબ્રાઓન, મુડકી, ગુજરાત, ચિલીઆનવાલાને ફિરોજશહેર.

**શીખ લોકોની વસ્તીવાળાં શહેરો**—લાહોર, અમૃતસર, જાળંધર, અંબાલાને ફિરોજપુર.

**પેદાશ**—ઘઉં, ચોખા, મકાઈ, બાજરી, તેલીબી, રૂ, ચા, રેશમ.

**ખનિજ**—સોલ્ટરેંજમાંથી સિંધવ, કાલાબાગમાંથી ફટકડી અને કેઇ કોઇ જગ્યાઓથી કોલસા પણ નીકળે છે.

**જાત અને ભાષા**—આ પ્રાંતમાં શીખ અને મુસલમાનની વસ્તી વધારે છે અને તેઓ પંજાબી અને હિંદી ભાષા બોલે છે

**આબોહવા**—આ પ્રાંતમાં શિયાળામાં ઠંડી અને ઉનાળામાં ગરમી વધારે પડે છે ઉત્તરની પહાડી ભાગમાં ૪૦ ઇંચ વરસાદ પડે છે અને દક્ષિણમાં વરસાદની તાણ છે પરંતુ નહેરો વધારે આવેલી હોવાથી ખેતી સારી થાય છે.

---

* ઇ. સ. ૧૯૧૨થી હિંદુસ્તાનની રાજધાની દિલ્હી રાખ્યું છે તે પહેલાં કલકત્તા હતું.

# વાયવ્ય સરહદનો પ્રાંત.

હિંદુસ્તાનની વાયવ્ય સરહદપર આ પ્રાંત આવેલો છે.
**પર્વતો**–હિંદુકુશને સુલેમાન. | **નદીઓ**–સિંધુને કાબુલી.
**એજન્સીઓ**–દીર, સ્વાત, ચિત્રાલ, ખાઇબરને કુરમ.
**ઘાટ**–ખાઇબરઘાટ એ હિંદમાં આવવા જવાનો મોટો માર્ગ છે.

## શહેરો

**પેશાવર**–આ પ્રાંતના ચીફ કમિશનરનું સદર સ્ટેશન છે અને તેમાં લશ્કરી છાવણી છે.

**ડેરાઇસ્માઇલખાન**–સિંધુ નદી ઉપર આવેલો છે અહીંથી ગોમલઘાટમાં થઇ ગીજની જવાય છે.

**બીજાં શહેરો**–ચિત્રાલ, કોહાટ, એડવર્ડસાબાદ, અને આબટાબાદ

**વિશેષ હકીકત**–આ પ્રાંત પહાડી છે તેમાં વસ્તી પઠાણ જાતના મુસલમાનોની છે તે લોકોમાં ઉત્તરમાં રહેનાર કોહિસ્તાની અને દક્ષિણમાં રહેનારા વઝીરી નામે ઓળખાય છે તેમની મુખ્ય ભાષા પંજાબીને ઉર્દુ છે અને પહાડી લોકો પુશ્તુ ભાષા બોલે છે આ પ્રાંતનો મુખ્ય વેપાર અફગાનિસ્તાન સાથે ચાલે છે.

---

## બલુચિસ્તાન

આ પ્રાંત વાયવ્ય સરહદના પ્રાંતની દક્ષિણે આવેલો છે તે હિંદની સરહદ બહાર આવેલો છે પરંતુ તે વાયસરોયની દેખરેખ

નીચે છે તેથી તે હિંદનો ભાગ ગણાય છે તેનો મુખ્ય અધિકારી ચીફ કમિશનર છે અને તે આ ભાગમાં આવેલી એજન્સીઓના એજન્ટ ટુધ ગવર્નર જનરલનું કામ કરે છે.

## શહેરો

ક્વેટા—ચીફ કમિશનરનું સદર સ્ટેશન છે અને સિંધના સક્કર શહેરથી અહીંસુધી રેલવે છે.

ખિલાત—ખાનની રાજધાનીનું શહેર છે ખાન અંગ્રેજ સરકારના તાબાનો રાજા છે.

ગંડાવા—આ શહેરમાં ખાન શિયાળામાં રહે છે.

જાત—બલુચીઆર્ય અને બ્રાહુઇ મોગલ છે તેઓ મુસલમાની ધર્મ પાળે છે.

---

## અજમેર મ્હેરવાડા

આ બ્રિટિશ પ્રાંત રજપૂતાના એજન્સીની વચ્ચે આવેલો છે તેનો મુખ્ય અધિકારી ચીફ કમીશનર છે અને તેજ રજપુતાના એજન્સીના એજન્ટ ટુધ ગવર્નર જનરલનું કામ કરે છે.

શહેરો—અજમેર—ઈ. સ. ૧૪૫ માં અજા રાજાએ વસાવ્યું હતું. ચીફ કમિશનરનું સદર સ્ટેશન છે એમાં રાજકુમાર કૉલેજ છે. તથા મુસલમાનોનું જાત્રાનું ધામ છે.

**ઉમરાવતી**-રૂના વેપારનું મથક છે.

ખંડવા, રાયપુર, અકોલા અને આર્ગી એ બીજાં નાનાં ગામો છે.

પેદાશ-ઘઉં, ડાંગર, તેલીબી, તુવેર, સાગ, લાખ રેશમ વગેરે

ખનિજ-કોલસાને લોખંડ.

જાત-મરાઠા-હિંદુ અને ગોંડ જાતના આર્યો તેમની મુખ્ય ભાષા હિંદી તે સિવાય મરાઠી, ઉર્દુ, ગોંડ તેલગુ વિગેરે પણ બોલાય છે.

---

## કાશ્મીર.

સીમા-ઉત્તરે કારાકોરમને પામીરી પુર્વે હિમાલયને ટિબેટ દક્ષિણે પંજાબ, પશ્ચિમે સુલેમાન વાયવ્ય સરહદનો પ્રાંતને અફગાનિસ્તાન.

ભાગ-બાલ્ટિસ્તાન, લડાખને જમ્મુ આ ભાગો કશ્મીરના મહારાજાના તાબામાં છે.

પર્વતો-હિમાલય, કારાકોરમને કુવેનલુન.

શિખર-ડપસાંગએ કારાકોરમનું છે.

ઘાટ-કારાકોરમ ઘાટ અહીંથી તુર્કસ્તાન જવાય છે.

સરોવર-વુલર. | ખીણ-કાશ્મીરની.

## શહેરો

**શ્રીનગર (કાશ્મીર)**-જેલમ નદીને કાંઠે રાજધાનીનું શહેર છે અહીં મહારાજા ઉનાળામાં રહે છે. તેમાં ફરવાને નહેરો ઘણી છે. તેથી હોડીઓમાં બેસીને ફરાય છે.

**જમ્મુ**-કાશ્મીરના મહારાજાના તાબામાં છે.

**લેહ**-લડાકનું મુખ્ય શહેર છે તે સિંધુ નદીપર આવેલું છે અને ચિનાઇ તુર્કસ્તાન સાથેના વેપારનું મુખ્ય સ્થળ છે.

**નિકાશ**-અનાજ, ઇમારતી લાકડાં, સાલ, મેવા, ઘી વગેરે.

**વિશેષ હકીકત**-આ પ્રાંતમાં મોગોલ અને કાશ્મીરી લોકો વસે છે. તેઓનો ધર્મ બૌદ્ધ કે મુસલમાની છે કાશ્મીરી લોકો ગોરાને ખુબસુરત છે અહીંના રાજા ડોગરા જાતના રજપુત છે.

---

## રજપુતાના એજન્સી

**સીમા**-ઉત્તરે સતલજ નદીને પંજાબ પશ્ચિમે સિંધ પ્રાંત દક્ષિણે ગુજરાત અને પુર્વે આ.અ.અયોધ્યાના સંયુક્તપ્રાંતોને મધ્યહિંદ એજન્સી.

**પર્વતો**-અરવલ્લી અને આબુ | **નદીઓ**-લુની, ચંબલને બનાસ.

**સરોવર**-સાંભરએ ખારા પાણીનું છે. | **રણ**-જેસલમીરને મારવાડ.

**જાત્રાનાં ઠેકાણાં**-અજમેર પાસે પુષ્કરજી એમાં બ્રહ્માની મુર્તિ છે. નાથદ્વાર, (શ્રીનાથજી) એકલિંગજી અને જૈનોનું આબુ છે.

**સંસ્થાનો**-રજપુતનાં, (૧) મેવાડ (ઉદેપુર) (૨) મારવાડ (જોધપુર) (૩) જેપુર (૪) બુંદી [૫] કોટા [૬] કોરોલી (૭) કીસનગઢ (૮) બિકાનેર [૯] જેસલમીર [૧૦] અલવાર [૧૧] શિરોહી (૧૨) ડુંગરપુર [૧૩] વાંસવાડા (૧૪) પ્રતાપગઢ [૧૫]ઝાલાવાડ.

**જાટ લોકોનાં**-ભરતપુર અને ધોળપુર.

**મુસલમાનનાં**-ટોંક.

## શહેરો

જોધપુર-મારવાડ (જોધપુર) ના રાજની રાજધાની ઇ. સ. ની ૧૪ સદીમાં જોધા રાજાએ વસાવ્યું હતું.

ઉદેપુર-મેવાડની રાજધાની છે અહીંના રાજા રજપુતોમાં કુળવાન ગણાય છે.

ચિતોડ-મેવાડની જુની રાજધાની છે તેની પાસે એકલિંગજી મહાદેવનુ તથા શ્રીનાથજીનાં જાત્રાનાં ધામ આવેલાં છે.

જયપુર-ઇ.સ. ૧૭૨૮ માં બીજા જયસીંગે વસાવ્યું હતુ તેનાં મકાનોની બાંધણી સંગ્રહસ્થાન વેધશાળા વગેરે જોવા લાયક છે તથા સોના, રૂપાને ત્રાંબાની ખાણો છે.

વિકાનેર-ઇ. સ. ૧૪૩૯ માં જોધાના છોકરા વિકાએ વસાવ્યું હતું તેની આંકૃતિઓ વખણાય છે.

જેસલમીર-ઇ. સ. ૧૧૫૬ માં જેસલ રાજાએ વસાવ્યું હતું અહીં ૨૦૦ થી ૩૦૦ ફુટ ઉંડા કુવા ખોદે છે ત્યારે પાણી આવે છે.

ભરતપુર-અહીંનો કિલ્લો-મજબુત ગણાતો હતો.

દીગ-ભરતપુરના રાજાનો સુંદર મહેલ આવેલો છે.

આબુ-હવાખાવાનું સ્થળ છે તેમાં જૈનોનાં સુંદર દહેરાં આવેલાં છે.

શિરોહી-તરવારનાં પાનાં સારાં બને છે.

ડુંગરપુર-મુર્તિઓ વખણાય છે

**પેદાશ-ઘઉં, મકાઇ, મીઠું | ખનિજ-સોનું, રૂપુ, ત્રાંબુ, આરસપહાણ**

વિશેષ હકીકત–આ ભાગમાં રજપુત, કોળી, જાટ, વગેરે જાતના લોકો વસે છે તેનો ઘણો ભાગ રણ છે આ પ્રદેશમાં મુખ્ય જનાવર ઉંટ છે અને તે ગાડીના તથા ખેતીના કામમાં વપરાય છે

---

## મધ્યહીંદ એજન્સી

**સીમા**–ઉત્તરે આગ્રા અયોધ્યાના સંયુક્ત પ્રાંતો પુર્વે બંગાળા, દક્ષિણે મધ્ય પ્રાંત પશ્ચિમે મુંબાઈ ઇલાકો તથા રજપુતાના એજન્સી

ભાગ–[૧] ગ્વાલીઅર કે પ્રાચીન માળવા [૨] બુંદેલખંડ કે રેવા.

**પર્વતો**–વિંધ્યાચળ, સાતપુડા અને કેમુરના ડુંગર.

**નદીઓ**–ચંબલ, સિંધ, બતવા શોણ અને નર્મદા.

**સંસ્થાનો**–સિંધીઆ, હોલકર, ભોપાળને ...

## શહેરો.

**ઈંદોર**–હોલકરની રાજધાનીનું શહેર ઇ સ, ૧૮૧૮ માં અહલ્યા બાઇએ વસાવ્યું હતું તેમાં એજન્ટ ટુ ધ ગવર્નર જનરલ રહે છે તથા આ એજન્સીના રાજકુમારો માટે કોલેજ છે.

**ગ્વાલીઅર**–સિંધીઆ સરકારની રાજધાનીનું શહેર છે.

**ઉજ્જન**–અહીંથી હિંદુ ખગોળ શાસ્ત્રીઓ પહેલું રેખાંશ વૃત્ત ગણે છે અને તે અસલ વિક્રમ રાજાની રાજધાનીનું નગર હતું.

**ભોપાળ**–મુસલમાન રાજબેગમના તાબામાં છે.

**શિહુર**–ભોપાળનો પોલીટીકલ એજન્ટ રહે છે.

રતલામ-માળવામાં અફીણના વેપાર માટે પ્રખ્યાત છે.

ચંદેરી-પાઘડીને શેલાં વખણાય છે.

અર્કો, તેલુરી, પન્ના-હીરાની ખાણો છે.

મહુ, નિમચ, આગર-લશ્કરી છાવણીનાં સ્થળ છે.

ધાર-અસલ ભોજ રાજાની રાજધાનીનું શહેર હતું.

નિકાશ-તમાકુ, શેરડી, અફીણ, હીરા, માણેક, રત્ન વગેરે.

---

## નીઝામનું રાજ્ય

સીમા-ઉત્તરે મધ્ય પ્રાંતને વરાડ પૂર્વે તથા દક્ષિણે મદ્રાસ ઇલાકો પશ્ચિમે મુંબાઇ ઇલાકાનો કેટલોક ભાગ આવેલો છે.

પર્વતો-સાતપુડા અને અજીન્ટાના ડુંગરો.

નદીઓ-ગોદાવરી, કૃષ્ણા, ભીમા, તુંગભદ્રા, પેનગંગા મંજીરાને મુશી.

### શહેરો

હૈદ્રાબાદ-મુસી નદી ઉપર નિજામ સરકારની રાજધાની અને વસ્તીમાં ચોથા નંબરનું શહેર છે.

સિકંદરાબાદને બોલારમ-લશ્કરી છાવણીનાં સ્થળ છે.

ગોવળકાંડા-જુની રાજધાનીનું શહેર અસલ હીરા માટે પ્રખ્યાત હતું.

ઓરંગાબાદ-ઔરંગજેબની દીકરી બીબી મુબારકનો રોજો તાજમહાલનો નમુનો છે.

દોલતાબાદ (દેવગઢ)-કિલ્લો છે

વરંગુળ-એ અસલ તૈલંગણની રાજધાની હતી

કલ્યાણ-ચાલુકય રાજ્યનો રાજધાનીનું નગર હતું.

બીદર-મંજીરા નદી ઉપર મુસલમાનોની રાજધાની હતી.

રાયચુર-જી. આઇ. પી. રેલવે અને મદ્રાસ રેલવેનું જંકશન છે.

ઇલોરાને અજંટા-પર્વતમાંથી કોતરી કાઢેલાં બૌદ્ધ દેવાલયો અને ગુફાઓ માટે પ્રખ્યાત છે.

અસાઇ-ઇ. સ, ૧૮૦૩ માં કર્નલવેલસ્લીએ સિંધીઆ તથા ભોંસલાને હરાવ્યા.

નિકાશ-રૂ, તેલીબીયાં, ચામડાં, રાગી, બીજાં અનાજ વગેરે.

વિશેષ હકીકત-આ રાજ્યના રાજકર્તા નિઝામ સરકાર નામે ઓળખાય છે તેના દરબારમાં બ્રિટિશ રેસિડેન્ટ રહે છે વસ્તી મુસલમાનોની તથા થોડી મરાઠાઓની પણ છે તેમના મુખ્ય ભાષા ઉર્દુ, તેલગો, દક્ષિણી, કાનડી વગેરે છે.

---

## મ્હૈસુર

આ રાજ્યના રાજકર્તા હિંદુ રાજા છે તેમના દરબારમા બ્રિટિશ રેસિડેન્ટ રહે છે. તેની ચારે બાજુએ મદ્રાસ ઇલાકો છે.

પર્વતો-પુર્વઘાટ નિલગિરીને નંદીદુર્ગ. | નદીઓ-કાવેરીને તુંગભદ્રા.

## શહેરો.

બેંગલોર-એમા રેસિડેન્ટ રહેછે તથા લશ્કરી છાવણીનું સ્થળ તેમાં વિદ્યાની શોધ માટે એક સંસ્થા સ્થાપેલી છે.

કોલર-હૈદરની જન્મભુમિ છે અને તેમાં સોનાની ખાણો છે.

મ્હેસુર-રાજધાનીનું શહેર છે તેમાં મહારાજા રહે છે.

શ્રીરંગપટ્ટણ-અસલ ટીપુ સુલતાનની રાજધાની હતું તેનાં હવાપાણીખરાબ છે.

બીજાં શહેરો-બેદનુર, હરીહર, ચિત્રદુર્ગ વગેરે છે.

પેદાશ-રાગી, ડાંગર, તમાકુ, શેરડી, રૂ, ગુંદ, ઈમારતી લાકડુને સુખડ.

---

## નેપાળ

નેપાળનું રાજ હિંદુસ્તાનની ઉત્તરે હિમાલયની તળેટીથી લગભગ ૫૦૦૦ ફુટ ઉંચાઈએ ઉચ્ચ પ્રદેશપર આવેલું છે.

પર્વતો-હિમાલય અને તેનાં શિખરો એવરેસ્ટ [ગૌરીશંકર] ને ધવલગિરિ છે.

નદીઓ-ગોગ્રા, ગંડકીને કુશી.

શહેર-ખટમંડુ-રાજધાનીનું શહેર છે.

નિકાશ-ચોખા બીજાં અનાજ, શણ, તેલીબી, તમાકુ, ચામડાં, સાગ, સીસમ વગેરે.

વિશેષ હકીકત-અહીં મોંગલ અને ગુરખા જાતના લોકોની વસ્તી છે તેમનો મુખ્ય ધર્મ બૌદ્ધ છે. ગુરખા લોકો લશ્કરી નોકરી કરે છે રાજા સિસોદીઆ રજપુત છે. તેમના દરબારમાં બ્રિટિશ રેસિડેન્ટ રહેછે. પણ તે રાજ્યના કામમાં હાથ ઘાલતા નથી.

## ભુતાન

હિમાલયની તળેટીમાં સિક્કીમના રાજ્યથી પુર્વમાં ભુતાનનું સ્વતંત્ર રાજ્ય આવેલું છે તેની રાજધાની પુનાખા છે. આ પહાડી રાજ્યની મુખ્ય નિકાશ ઊન, કસ્તુરી, ટટુ, ગીણુ વગેરે છે.

---

## ફ્રેંચ સંસ્થાનો.

**ચંદ્રનગર**–બંગાળા ઈલાકામાં હુગલી નદીપર આવેલું છે.

**પાંડીચેરી**–કારોમંડલ કિનારે આવેલું ફ્રેંચ ગવર્નરજનરલનું સદર સ્ટેશન છે.

**યાનાન**–ગોદાવરીના મુખ પાસે બંદર છે.

**કારીકલ**–કાવેરીના મુખ પાસે આવેલું બંદર છે.

**માહી**–મલબાર કિનારે આવેલું બંદર છે.

**નિકાશ**–મગફળી, સુતરાઉ કાપડ અને ચોખા છે.

---

## પોર્ટુગીઝ (ફિરંગી) લોકોનાં સંસ્થાનો

આ સંસ્થાનો હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાપર આવેલાં છે તેમાં મુખ્ય ગોવા છે તે સિવાય દીવ અને દમણ છે તેની મુખ્ય નિકાશ સોપરી, નાળિએર અને માછલાં છે

# સિલોન (લંકા)

આ ટાપુ હિંદુસ્તાનની દક્ષિણે હિંદી મહાસાગરમાં આવેલો છે.

**પર્વતો**–પેદ્રાતાલાગલા, એલીઆ, આદમની ટેકરીને સામનિલા શિખરો છે.

**નદીઓ**–મહાવીલાગંગા, કાલાનીગંગાને કાલુગંગા.

**બંદરો**–કોલંબો, પોઇંટડીગાલ, ત્રીંકોમાલી, પોઈંટપેડ્રો.

## શહેરો.

કાંદી–અસલ દેશી રાજાની રાજધાનીનું શહેર હતું.

કોલંબો–રાજધાની અને મોટું બંદર છે, તેમાં ગવર્નર સાહેબ છે.

ત્રિકોમાલી–દરિઆઇલશ્કરી વહાણનું મુખ્ય સ્થળ છે.

જાફના–હિંદુસ્તાન સાથે વેપાર કરનારૂં મુખ્ય સ્થળ છે.

પોઇંટડીગાલ–કોલંબો અગાઉ મોટું બંદર હતું.

**નિકાશ**–ચા, બુંદ, નાળિએર, કોપરેલ, કાથાનાં દોરડાં સિંકોના, રબ્બર, કોકો, તજ, એલચી, પ્લમ્બેગો, એબની, વેનીલા, સોપારી, હાથીદાંત, મોતી, સોનું, લોઢું, ડાંગર, રેશમ વગેરે.

**વિશેષ હકીકત**–લોકો સિંગાલીસ જાતના છે તેઓ બૌદ્ધ ધર્મ માને છે આ ટાપુના લોકો તામિલને પાલી ભાષા બોલે છે આ બેટ નો ઉપરી ગવર્નર છે તેને મદદ માટે બે સભાઓ છે (૧) કારભારી મંડળ તેમાં ૫ સભાસદ છે અને કાયદા બાંધનારી તેમાં ૧૮ સભાસદ છે આ ગવર્નરના તાબામાં આ ટાપુની પડોશમાં માલદ્વીપ નામે પરવાળાના ટાપુનો સમુહ છે.

# ભાગ ૨

## હિંદુસ્તાનનું સામાન્ય વર્ણન

**પર્વતો**–હિમાલય, શિવાલીક, કારાકોરમ, સુલેમાન, હાલા, અરવલ્લી આબુ, વિંધ્યાચળ, સાતપુડા, સહ્યાદ્રી, પુર્વઘાટ, નીલીગીરી, અને પાલની, કૈમુર, છોટાનાગપુરના, ઓરીસાના, આરાકાનને ખાસ્યા વગેરે ડુંગરો છે.

**શિખરો**–એવરેસ્ટ (ગૌરીશંકર) ધવલગીરી કાંચનગંગા, ચમલારી, ગંગોત્રી, જમ્નોત્રી, કૈલાસ, ડાપસંગ, તખ્તે સુલેમાન, આબુ, માથેરાન, મહાબળેશ્વર, પંચમઢી, અમરકંટક, દોદાબેટા, પારસનાથ.

**સરોવર**–મંચર, ચીલકા, કોલર પુલીકટ્ટ, સાંભર, લુનાર, વુલર.

**દ્વીપો**–સિંહલદ્વીપ, લક્ષદ્વીપ, માલદ્વીપ, આંદામાન, નિકોબાર, રામેશ્વર, મુંબઇ, સાષ્ટી પીરમ, ધારાપુરી, મુગ્ગી.

**દ્વીપકલ્પો**–હિંદુસ્તાન મોટો દ્વીપકલ્પ છે, કાઠીઆવાડ.

**ભુશિરો**–દીવ, કેપરામાસ, જગતપાઇંટ, કન્યાકુમારી, પાંઇંટ પાલમેરા, કેપનીગ્રાઈસ.

**અખાત**–કચ્છ, ખંભાત, મનાર, બાલાસોર, માર્તાબાન અને બંગાળી ઉપસાગર.

**સામુદ્રધુની**–પાલ્ક એ મનારના અખાત અને બંગાળી સમુદ્રને જોડે છે.

**ધોધ**–સુરપાણ, ગેરસપ્પા અને કાવેરીનો.

કુઆમ-સિંધસાગર, જેમ, રેચના, બારી, જાલંધર, ફળદ્રુપ અને રાયચુર.

રણ-જેસલમીર, મારવાડ, કચ્છ અને થરપારકર.

હવા ખાવાની જગ્યાઓ-માથેરાન, મહાબળેશ્વર, દેવલાલી, આબુ, ડુમસ, તીથલ, ઉતકામંડ, દીંદીગલ, નીલીગીરી, દાર્જીલિંગ દેરાદુન, નૈનીતાલ, મસુરી, સીમલા, મરી, અટક, પંચમઢી.

દેશી રાજ્યો-રજપુત લોકોનાં-કાશ્મીર, મ્હેસુર, રેવા, ઉદેપુર, જોધપુર, જેપુર, બુંદી, કોટા, કોરોલી, કીશનગઢ, જેસલમી, અલવડ, શીરોહી, ડુંગરપુર, વાંસવાડા, પ્રતાપગઢ, ઝાલાવાડ વગેરે.

મરાઠા લોકોનાં-વડોદરા, સિંધીઆ, હોલકર, કોલ્હાપુર, સાવંતવાડી, ત્રવણકોરને કોચીન.

મુસલમાનોનાં-નિઝામ, ભોપાળ, ભાવલપુર, ખેરપુર, ખંભાત તથા કાઠીઆવાડનાં કેટલાંક સંસ્થાનો.

શીખ લોકોનાં-પતીઆળા, જીંદ, નભા, કપુરથલા, ફરીદકોટ, કલસીઆ મુંદી.

સ્વતંત્ર દેશી રાજ્યો-નેપાળ, ભુતાન.

પરદેશી સ્વતંત્ર રાજ્યો-ફ્રેન્ચનાં-સંસ્થાન-ચંદ્રનગર, યાનાન, પાડિચેરી, કારીકલને માહી.

પોર્ટુગીઝનાં-દીવ, દમણને ગોવા.

જાત્રાનાં ઠેકાણાં-દ્વારકાં, સોમનાથ, ડાકોર, ચાણોદ, શુક્લતીર્થ, સિદ્ધપુર, અંબાજી, નાસીક, ત્રંબક, રામેશ્વર, શ્રીરંગમ, જગન્નાથપુરી.

ગયા, કાશી (બનારસ) અલ્હાબાદ (પ્રયાગ) અયોધ્યા મથુરાં, વૃંદાવન, પુષ્કળજી, ગોકુળ ગજી, બદ્રીનાથ કેદારનાથ, હરદ્વાર, કૈલાસ વગેરે.

જૈન લોકોનાં જાત્રાનાં ઠેકાણાં-પાલીતાણા, આબુ, ગીર, ગીરનાર પારસનાથ વગેરે.

મુસલમાનનાં-અજમેર. પારસીનાં-ઉદવાડા. શીખનાં-અમૃતસરછે

બંદરો-પુર્વ કિનારો-ચિતેગાંવ, કલકત્તા, મતલા, કટક, જગન્નાથ-પુરી. રાજમેહેંદ્રી, ગંજામ, વિજાગાપટ્ટણ, મછલીપટ્ટણ, ધાનાન, મદ્રાસ પાંડેચેરી, કારીકલ, નેગાપટ્ટણને તુતુકોરીન. આકીયાબ, રંગુનને મુલમેન એ બ્રહ્મદેશમાં છે.

પશ્ચિમ કિનારો-કરાંચી, માંડવી, દ્વારકાં, પોરબંદર, ભાવનગર, ઘોઘા ખંભાત, સુરત, ભરૂચ, મુંબાઈ, રત્નાગિરિ. ગોવા, કારવાડ, મેંગલુર, કાનાનોર, તાલીચેરી, કાલીકટ, કોચીનને અલેપી.

લશ્કરી છાવણીઓ-મુંબઈ. પુના, વડોદરા, ડીસા, રાજકોટ, મદ્રાસ, બલારી, ત્રીચનાપલ્લી, બગલોર, કાનપુર, મીરત ફૈજાબાદ, મુલતાન, મીયાનમીર, અંબાલા, રાવળપિંડી, શિયાળકોટ, પેશાવર, કામટી, સાગર, નસીરાબાદ, મહુ, નિમચ, મોરાર, સિકંદ્રાબાદ, બોલારમને બેંગલોર.

કિલ્લા-ભરતપુર, ગ્વાલીઅર, ચિતોડ, જીંજી, ફોર્ટસેંટજોર્જ, ફોર્ટસેંટવિલ્યમ, ફોર્ટસેંટડેવી.

રાજ્ય વ્યવસ્થા:-આપણા ઉપર નામદાર મહારાજા પાંચમા જ્યોર્જ રાજ્ય કરે છે તે વિલાયતમાં રહે છે એ હિંદના શહેનશાહ કહેવાય છે. તેમણે હિંદનો કારભાર ચલાવવા માટે એકપ્રધાન નીમ્યા

છે તેમને હિંદી પ્રધાન-વજીર કહે છે તે હિંદની ઉપજ ખરચનો, લડાઇનો હુકમ કરવાનો તથા વોઇસરોય, ગવર્નરો, હાઇકોર્ટના જજો અને લશ્કરી ખાતાના સેનાપતિ વગેરેની નીમણુંકો કરાવવાનું અને હિંદુસ્તાનમાં કરેલા કાયદા શહેનશાહ પાસે મંજુર કરાવવાનું કામ કરે છે તે પ્રધાનની કચેરી લંડન શહેરમાં છે તેને ઇંડિઆ ઑફીસ કહે છે.

હિંદુસ્તાનમાં રાજ્ય કારભાર માટે વોઇસરોય અને ગવર્નર જનરલ નિમવામાં આવ્યા છે તે દિલ્હીમાં રહે છે તેમની નીમનોક દર પાંચ વર્ષે બદલાય છે તેમને મદદ કરવા બે સભાઓ ઠરાવી છે (૧) કારભારી (૨) કાયદા બાંધનારી કારભારી મંડળ વોઇસરોય સાથે ૧૦ સભાસદનું બનેલું છે તે હિંદી સરકાર નામે ઓળખાય છે કાયદા બાંધનારી સભામાં કારભારી મંડળ ઉપરાંત ૩૫ વોઇસરોયના ના નિમેલા (૨૮ સરકારી અમલદાર અને ૭ અમલદાર સિવાયના છે) અને ૨૫ લોકો તરફથી ચુંટી કાઢેલા સભાસદો હોય છે એમ કુલ ૭૦ સભાસદનું એ મંડળ બનેલું છે તે કાયદા બાંધવાનું કામ કરે છે

વોઇસરોયના હાથ નીચે મુંબઈ, મદ્રાસને બંગાળા ઇલાકામાં ગવર્નરો અમલ ચલાવે છે તેને મદદ કરવા બે સભાઓ હોય છે (જુઓ મુંબાઇ ઇલાકાની રાજ્યવ્યવસ્થા) બ્રહ્મદેશ, બહારને ઓરીસાના પ્રાંતો સંયુક્ત પ્રાંતો, અને પંજાબ પ્રાંત ઉપર લેફ્ટેનન્ટ ગવર્નર છે તેમની નીમનોક વોઇસરોય કરે છે તેને મદદ કરવા એક કાયદા બાંધનારૂં મંડળ હોય છે તે સિવાય કુર્ગ, આંદામાનને નિકોબાર, આસામ, વાયવ્ય સરહદનો

પ્રાંત, અજમેર મ્હેરવાડા અને મધ્ય પ્રાંતને વરાડ ઉપર ચિફકમિશનર છે તેને મદદ માટે એકે સભા હોતી નથી

ઇલાકાને લગતાં દેશી રાજ્યો ગવર્નરની સત્તા નીચે છે તેમના તરફથી તેમાં એજન્ટ ટુધ ગવર્નર રહેછે અને બાકીનાં દેશીરાજ્યો વોઇસ-રોયની દેખરેખ નીચે છે તેમાં કાશ્મિર, ગાયકવાડ, નિઝામ અને મૈસુરના રાજ્યો ઉપર રેસિડેન્ટો નિમેલા છે અને તે સિવાયનાં નાનાં રાજ્યોના સમુહ (એજન્સીઓ) બનાવી તેના ઉપર એજન્ટ ટુધી ગવર્નર જનરલ નીમેલા છે તે ત્યાંના રાજાઓને રાજ્ય ચલાવવામાં સલાહને મદદ આપે છે આ પ્રમાણે માયાળું સરકારની ઉત્તમ રાજનીતિથી આપણને ઘણું સુખ મળ્યું છે તેથી તેઓ સરકારના આપણે ઘણા આભારી છીએ.

આબોહવાઃ—હિંદુસ્તાનનો લગભગ અડધો ભાગ ઉષ્ણકટિબંધમાં આવેલો છે તેથી ઉંચ પ્રદેશો સિવાયના ભાગોનાં હવાપાણી ગરમ છે મુખ્ય રૂતુઓ શિયાળો, ઉનાળો અને અને ચોમાસુ એવી ત્રણ છે શિયાળો નવેમ્બરથી ફેબ્રુઆરી, ઉનાળો માર્ચથી જુન અને ચોમાસુ જુલાઇથી અકટોબર સુધી હોય છે હિમાલયની તળેટી અને કાશ્મિરમાં શિયાળામાં ટાઢ વિશેષ પડે છે રણના પ્રદેશમાં શિયાળામાં ઠંડી અને ઉનાળામાં ગરમી પુષ્કળ પડે છે દક્ષિણ હિંદુસ્તાન વિષુવવૃત્તની પાસે હોવાથી ગરમ છે પરંતુ દરીઆ નજીક આવવાથી બહુ ગરમી લાગતી નથી ઉચ્ચ પ્રદેશો પર્વતો ઉપર ઉંચાઇએ આવવાથી ઠંડા છે અને તેથી તવંગર લોકો ગરમીની રૂતુમાં ત્યાં હવાખાવા જાય છે વર્ષારૂતુ નો મુખ્ય પવન ઇશાનને નઇઋત્યનો છે તે

હિંદનાં હવાપાણી ઉપર ઘણી અસર કરે છે સહુથી વધારે વરસાદ ખાસીઆના ડુંગરપર ચેરાપુંજીમાં આશરે ૫૨૫ ઇંચ પડે છે તથા ઓછો મહાબળેશ્વરપર ૨૪૦ ઇંચ પડે છે સહુથી ઓછો સિંધના ઉપલા ભાગમાં [૨ ઇંચ] પડે છે તે સિવાય બીજા બધા ભાગોમાં ખેતી લાયક વરસાદ પડે છે.

પેદાશ-ઘઉં, ચોખા, બાજરી, જુવાર, મકાઇ, કઠોળ, તેલીબી, રૂ,શણ, ઉન. ગળી, કસુંબી, સિંકોના, અફીણ, ગાંજો, તમાકું, શણ, તેલીબી, ચા, ગુંદ, એલચી, સોપારી, મસાલા, નાળિએર મેવા વગેરે.

નિકાસ-રૂ, ચોખા, ઘઉં, લોટ, શણ, તેલીબી, ચા,લાખ, ઉન, ગુંદ,અફીણ વગેરે.

આયાત-સુતરાઉ, રેશમીને ગરમ કાપડ, ધાતુઓ, ખાંડ, સંચાકામ [illegible], સુથારી તથા લુહારી ઓજારો, કાગળ, કાચ, રંગો. દવાઓ, મીઠું વગેરે.

જાતો-કોલારીઅન-છોટાનાગપુર, મધ્યપ્રાંતો અને બીજા પહાડી મુલકોમાં

દ્રાવીડો-દક્ષિણ હિંદુસ્તાનમાં.

મોંગોલ-બ્રહ્મદેશ અને હિમાલયના પ્રદેશમાં.

મુસલમાન-હિંદુસ્તાનના બધા ભાગમાં.

પારસી-મુંબઇ ઇલાકામાં.

યાહુદી-કોંકણમાં.

ખ્રિસ્તિ-મદ્રાસ ઇલાકામાં.

**ધર્મ**–હિંદુ, મુસલમાન, જન, સીખ, પારસી ખ્રિસ્તિ વગેર.

**ભાષા**–આ દેશ વિશાળ હેવાથી ભાષાઓ ઘણી છે હિંદમાં કુલ આશરે ૧૪૭ ભાષાઓ બોલાય છે તે બધી મુળ સંસ્કૃતને દ્રાવીડી ઉપરથી નીકળેલીછે સંસ્કૃતમાંથી બંગાળી, ઉર્ય, હિંદી પંજાબી, મરાઠી, ગુજરાતી અને સિંધી દ્રાવીડીમાંથી તામીલ તેલુગુ, મલાયમ, તેલુગુ મલાયમ, કાનડીને ગોંડ છે ને સિવાય ઉર્દુ, પ્રાકી અંગ્રેજી વગેરેછે.

ભાગ ૩

---

# એશીઆ ખંડ.

એશિયા ખંડ એક મોટા દ્વીપકલ્પ છે હિંદુસ્તાન તેનો એક ભાગ છે આ ખંડ સુવેજની નહેરને લીધે આફ્રિકા ખંડથી બહેરીંગની સામુદ્રધુની વડે અમેરિકા ખંડથી અને યુરલ પર્વત અને યુરલ નદી એ યુરોપ ખંડથી જુદો પડયો છે એશિયા, યુરોપ અને આફ્રિકા ખંડો મળીને જુની દુનીઆ કહેવાય છે.

**સીમા**–ઉતરે ઉત્તર મહાસાગર પશ્ચિમે યુરલ પર્વત, યુરલ નદી, કાળો સમુદ્ર, રાતો સમુદ્ર ભુમધ્ય સમુદ્ર, પુર્વે પાસિફીક મહાસાગર અને દક્ષિણે હિંદી મહાસાગર છે.

# એશિઆના રાજકીય વીભાગોનો કોઠો.

| દેશનું નામ | રાજધાની | મુખ્ય ધર્મ. |
|---|---|---|
| હિંદુસ્તાન | દિલ્હી | હિંદુ, મુસલમાનને ખ્રિસ્તી |
| **હિંદચીનઃ-** | | |
| ૧ બ્રહ્મદેશ | રંગુન | બૌદ્ધ |
| ૨ સીયામ | બાંગકોક | ,, |
| ૩ મલાયા દ્વીપ | સિંગાપુર | ,, |
| ૪ ફ્રેન્ચ હિંદીચીન | સેગાન, હનોઈ, હુએ, નામપેન | ,, |
| ચીનાઈ રાજ્યઃ- | | |
| ૧ શુદ્ધ ચીન | પેકીન | બૌદ્ધ, કોન્ફ્યુશિઆનિઝમ |
| ૨ મંચુરીઆ | કિરિનઉલા | ને મુસલમાની |
| ૩ મોંગોલીઆ | ઉર્ગા | બૌદ્ધ |
| | | ,, |
| ૪ પુર્વતુર્કસ્તાન (ચિનાઈ તુર્કસ્તાન) | કાસગર | મુસલમાની |
| ૫ તિબેટ | લાસા | બૌદ્ધ |
| **જાપાન**(કોરીઆ સહિત) | ટોકીઓ | બૌદ્ધને શિન્ટોઇઝમ |
| **એશિઆઈ રૂશીઆઃ-** | | |
| ૧ સૈબીરીઆ | ઇરકુટસ્કને ઓમ્સ્ક | ગ્રીક, મુસલમાનીને બૌદ્ધ |
| ૨ રૂશિઅન તુર્કસ્તાન | તાસ્કંદ | મુસલમાની |
| (તાર્તરી) | ટિફલીસ | ખ્રિસ્તીને મુસલમાની |
| ૩ કોકેશિઆ | | |

**એશિઆઈ તુર્કસ્તાન:-**

| | | |
|---|---|---|
| ૧ એશિઆ માઈનર | સ્મર્ના | મુસલમાની, ખ્રિસ્તીને યાહુદી |
| ૨ આર્મીનીઆ અને કુર્દીસ્તાન | અર્ઝરૂમ | ,, |
| ૩ મેસોપોટેમીઆ | બગદાદ | ,, |
| ૪ સીરીઆ અને પાલેસ્ટાઇન | દમાસ્કસ, જેરૂસલેમ | ,, |
| **અરબસ્તાન:-** | મક્કા | મુસલમાની |
| ઇરાન:- | તેહરાન | મુસલમાની |
| **અફગાનીસ્તાન:-** | કાબુલ | ,, |

## હિંદીચીન

આ દ્વીપકલ્પની હવા ગરમ અને ભિનાશ વાળી છે તેમાં ઘણાં જંગલો આવેલાં છે. આ ભાગમાં ગિબન અને ઉરાંગ ઉટાંગ નામે વાંદરાં જોવામાં આવે છે એના ચાર ભાગ છે. (૧) બ્રહ્મદેશ (૨) સિઆમ (૩) મલાયા દ્વીપકલ્પ (૪) ફ્રેંચ હિંદી ચીન.

**નદીઓ**:-ઇરાવતી, સીતાંગ, સાલ્વીન, બ્રાસીન મેકાંગ, મેનામ, સેગોન.

### (૧) બ્રહ્મદેશ

એનું વર્ણન પાછળ આવી ગએલું છે.

### (૨) સિયામ

**નદીઓ-મેનામ, મેકાંગ**

## શહેરો

બાંગકોક-રાજધાની મેનામ નદી ઉપર છે એની અડધી વસ્તી નદીમાં વહાણો ઉપર વાંસનાં ઘર બાંધીને રહે છે.

યુધિઆ-જુની રાજધાની અને ચંતાબુન-પુર્વ કિનારે બંદર છે.

પેદાશ-ચોખા, સાગ, રૂ, મરી, તમાકુ, શેરડીને ગુંદ.

નિકાશ-ચોખા, સાગ, માછલાં અને ચામડાં.

આયાત-સુતરાઉ કાપડ, સોનું, રૂપું, અફીણ અને કેરોસીન.

### (૩) મલાયા દ્વીપકલ્પ.

એમાં આવેલા પિનાંગ, સિંગાપોર, મલાકાને વેલેસ્લી એ સ્ટ્રેટસેટલમેંટ (સામુદ્રધુની પરનાં સંસ્થાનો) નામે ઓળખાય છે.

સિંગાપોર-એ સ્ટ્રેટસેટલમેંટની રાજધાની છે તે ૧૮૨૪ માં જોહોરના સુલતાને અંગ્રેજને આપ્યો. ચીન, જાપાન આસ્ટ્રેલીઆ વગેરે દેશોમાં જવાના રસ્તા ઉપર એ મોટું બંદર અને નૌકા સૈન્યનું મથક છે.

પિનાંગ-આ ટાપુનું મુખ્ય શહેર જ્યોર્જ ટાઉન છે એને સામે કિનારે વેલેસ્લી પ્રાંત છે.

મલાક્કા-બધાં સંસ્થાનોમાં મોટું અને યુરોપીઅન પ્રજાનું પહેલું સંસ્થાન છે.

આ ઉપરાંત પેરાક, પહાંગ અને જોહોર સિંગાપોરને તાબે છે.

નિકાશ-ગટાપર્ચા, મરી, રબર, શીંગડાં, ચામડાં, નેતર, ખાંડ, ચોખા સેગો, ગુંદને કલાઈ.

આયાત-ચોખા, સુતરાઉ કાપડ, અફીણ, માછલાં, ને તમાકુ.

## (૪) ફ્રેંચ હિંદી ચીન

નદી–સેગાન.

સેગાન–સેગોન નદી ઉપર બંદર દરીઆથી ૨૪ માઇલ છે.

હુનોઇ–ટોનકીનના રાજ્યની રાજધાની ત્યાં ફ્રેંચ ગવર્નર રહેછે.

હુએ–અનામની રાજધાની દરીઆ કિનારા ઉપર છે.

નોમપેન–કંબોજની રાજધાની છે.

પેદાશ–ડાંગર, રેશમ, રૂ, ખાંડ, અફીણ, ચા, તેલીબીઆં, તમાકુ, મરી, અને માછલાં.

ખનિજ–કોયલા (ટાનકીનમાંથી) લોખંડ, ને તાંબુ.

વિશેષ હકીકત–તેમાં કંબોજ, અનામ અને ટાનકીન તાબાનાં રાજ્યો તથા કોચીન ફ્રેંચ સંસ્થાન છે કંબોજ રેવંચીના શીરા માટે પ્રખ્યાત છે તે ઉપરથી શીરાનું નામ ગેમ્બોજ પાડ્યું છે.

---

## ચીનનું રાજય.

આ રાજ્ય હિંદુસ્તાન કરતાં આઠી ગણું અને યુરોપથી પણ મોટું છે. આખી પૃથ્વી ઉપર વધારે વસ્તી આ રાજ્યમાં છે તેના પાંચ ભાગ છે.

(૧) શુદ્ધ ચીન (૨) મંચુરીઆ (૩) મોંગાલીઆ (૪) પૂર્વ તુર્કસ્તાન (૫) તિબેટ.

## ૧. શુદ્ધ ચીન.

આ રાજ્ય રાજ સત્તાક છે તેના રાજાને શાહેનશાહ કહે છે અને સરકારી અધિકારીઓ માન્ડરિન કહેવાય છે.

નદીઓ–પેહો. હોઆંગહો, યાંગસેકયાંગ, સિકયાંગ (કન્ટોન.)

બેટ–હેનાન, ફાર્મોસા, હોંગકોંગ, લુચુ.

મુખ્ય શહેરો–પેકીન–એ રાજધાની પેહો નદી ઉપર છે. તેના મંચુ અને ચિનાઈ એવા બે ભાગ છે. આ મંચુમાં શાહેનશાહનો મહેલ છે.

શાંગહાઈ–યાંગસેકયાંગ નદી ઉપર આવેલું છે.

કન્ટોન–સિકયાંગ નદી ઉપર છે. તેમાં રેશમી કાપડ, ચીનાઈ વાસણ, કાગળ, કલ્પ, તથા લાખનું. હાથીદાંતનું અને ઘણું કામ સારૂં અને [illegible] પહેલાં આ બંદરમાં [illegible] પ્રજાને વેપાર કરવાનો હક હતો. આ સિવાય નિંગપો [illegible] અને ફુચૌ બંદરો છે.

[illegible] –મકૌ (પોર્ટુગીઝ) હોંગકોંગ (અંગ્રેજ) બેનું [illegible] [illegible] સૈન્યનું સ્થળ છે. કિઓચૌ (જર્મની) [illegible] હાલ [illegible] તાબે છે.

ધર્મ–મુખ્ય બુદ્ધ અને બીજા કોન્ફ્યુસિઆનિઝમ તથા મુસલમાની.

લોકો–મોગલ વંશના, રંગે પીળાશવાળા, મધ્યમ કદના અને નાક ચાંપટું છે. પરદેશીઓ સાથે સંબંધ નહિ રાખવાથી અને અદેખાઈથી એ લોકો પછાત પડેલા છે. એ દેશમાં પુરૂષોનો પોશાક બાયડીઓ જેવો છે અને તે ઘાઘરા પહેરે છે. બૌદ્ધ ધર્મીઓ ઘણા કરીને દેવને માને છે મુખ્યત્વે કરીને ચોખા ખાય છે. અને ચા બહુ પીએ છે.

**આબો હવા**—તેની હવા જુદીજુદી છે. એકંદરે હિંદુસ્તાન કરતાં આ દેશ ઠંડો છે. ઉત્તરે શિયાળો સખત અને દક્ષિણમાં ઉનાળો સખત છે. વળી પુર્વ કિનારે વરસાદ વધારે પડે છે.

**પેદાશ**—ઘઉં, જવ, મકાઇ, જુવાર, રૂ, ડાંગર, અફીણ, ચા, ને શેરડી.

**નિકાશ**—ચા, રેશમ, ખાંડ અને ચિનાઈ વાસણ.

**આયાત**—સુતરાઉ અને ગરમ કાપડ, અફીણ, ધાતુ, કેરોસીનને ચોખા.

**ખનિજ**—કોલસા, લોખંડને તાંબુ.

**વિશેષ હકીકત**—એની વસ્તી ૩૯ કરોડની છે. આ દેશમાં દરેક ચીજ પીળી છે. લોકોનો રંગપણ પીળો છે. તાતાર લોકો ચીન ઉપર ચઢાઇ ન કરે માટે તેની ઉત્તરે ૧૫૦૦ માઇલ લાંબી અને ૩૦ ફુટ ઉંચી તથા ૬ ઘોડા સાથે દોડે એવી પહોળી ભીંત બાંધી છે તેનાં ૨૯ બંદરોમાં પરદેશીઓને વેપાર કરવાની છુટ આપવામાં આવી છે. બંદુકના દારૂની બનાવટ, છાપવાની કળા, અને હોકાયંત્રની પહેલી શોધ અહીંઆં થઇ છે. તથા દુનીઆના લોકોને ચાનો છોડ તેમના વડે જાણવામાં આવ્યો છે. ચીના લોકો રેશમી કાપડ, ચિનાઇ માટીનાં વાસણ, ભરત કામ અને લાખનાં રમકડાં બનાવવામાં કુશળ છે. યુરોપ કરતાં અહીંની જમીનમાં ૨૦ ગણો કોલસો છે. પરંતુ તેનો બરાબર ઉપયોગ થતો નથી. અહીંની ચિનાઇ માટીનાં પુષ્કળ વાસણ બને છે

## ૨. મંચુરીઆ.

અહીંના રાજાને શહેનશાહ કહે છે. તે મંચુ જાતનો છે.

નદી–આમુર.

શહેરો–કિરિનઉલ્લા–રાજધાની સાગના વેપાર માટે પ્રસિદ્ધ છે.

પોર્ટઆર્થર–રૂશિઆનું બંદર જાપાને ૧૯૦૫ માં જીતી લીધું હતું.

આબોહવા–આ પહાડી મુલકમાં શિયાળામાં ઠંડી વિશેષ પડે છે.

## ૩ મોંગોલિઆ.

આ પ્રદેશ રણ અને ઘાસનો છે. તેમાં ગોબીનું મોટું રણ આવેલું છે.

શહેર–ઉર્ગા–રાજધાની તેમાં ચીનનો ગવર્નર રહે છે.

[illegible]—[illegible] સરહદપર છે.

## ૪ [illegible] તુર્કસ્થાન. (ચિનાઇ તુર્કસ્તાન)

પર્વત–[illegible] પુંતને શ્યાનશાન

શહેર–યારકંદ–મોટું શહેર છે.

કાશ્ગર–રાજધાની, વેપારનું સ્થાન અને રૂસ્તમની જન્મભુમિ છે

આબોહવા–શિયાળામાં ઠંડી અને ઉનાળામાં ઘણી ગરમી પડે છે.

## ૫ તિબેટ.

આ ઉચ્ચ પ્રદેશ પૃથ્વીપર ઉંચામાંઉંચો છે. હિંદુસ્તાનની લગભગ બધી મોટી નદીઓનાં મુળ તિબેટમાં છે.

પર્વત-હિમાલય, ને કયુએનલુન.

નદીઓ-સિંધુ, સતલજ, બ્રહ્મપુત્રા, ઇરાવતી, યાંગસિકયાંગને હોઆંગહો.

સરોવર-રાવણહૃદ, માન, ટેંગ્રિનોરને પાલ્ટિ.

શહેર-લાસા-રાજધાની સાન્પુ નદીપર તેમાં ધર્મ ગુરૂલામા રહે છે.

ધર્મ-બૌદ્ધ છે. તેમનો ધર્મ ગુરૂલામા આ દેશનો રાજા ગણાય છે

નિકાશ-ઉન, ટંકણખાર, મીઠું, ઢોરને કસ્તુરી.

આયાત-સુતરાઉને ગરમ કાપડ, પરવાળાં અને અનાજ.

---

## જાપાન (કોરીઆ સહિત)

ભાગ (ટાપુ)-નિફોન, યસો, શિકોક, ને કયુશિયુ આ સિવાય ઉત્તરમાં કયુરાઇલ અને દક્ષિણમાં લુચુ તથા ફારમોસા જાપાનને તાબે છે.

પર્વત-તેમાં ઘણા જ્વાળા મુખી પર્વત છે એનું સૌથી ઉંચું શિખર ફુજીયામા છે. વળી ધરતી કંપ પણ વિશેષ થાય છે અને દરવર્ષે લગભગ ૫૦૦ આચકા લાગે છે.

શહેર-ટોકીઓ (યેદો)- રાજધાની તેમાં પુષ્કળ કારખાનાં છે.

ઓસાકા-શહેરમાં નહેરો હોવાથી ઘણા પુલ બાંધેલા છે. આ બંદર ચા અને ચોખાને માટે પ્રખ્યાત છે.

યોકોહામા-એ ટોકીઓનું બંદર છે.

ક્યોટો-જુની રાજધાની અને માટીનાં વાસણ તથા કાંસા અને ભરત કામ માટે પ્રખ્યાત છે.

નાગાસાકી-મોટું બંદર છે. પરદેશીઓને પહેલાં આજ બંદરે વેપાર કરવાનો હક મળ્યો હતો.

ધર્મ-બૌદ્ધને શિંતોઇઝમ છે, બીજા ધર્મમાં પુર્વજો અને મિકાડોની પુજા કરે છે.

આબોહવા-દેશની હવા સમધાત છે; પણ ઉત્તર તરફ ઠંડા પ્રવાહને લીધે વધારે ઠંડી છે, અને પૂર્વકિનારાની હવા કયુરોસીવો નામે ગરમ પ્રવાહને લીધે ગરમ છે. તથા વરસાદ પણ એ બાજુએ આખું વર્ષ પુષ્કળ પડે છે.

પેદાશ-ચોખા, જવ, રાઇ, ઘઉં, શેરડી, તંબાકુ, કપાસ ગળી, ચા, રેશમ, કપુર, લાખ વગેરે

નિકાશ-રેશમ, રૂ, કોલસા, ચા, દીવાસળી, તાંબુ, ચાઇની, માટીનાં વાસણ, કપુર, લાખનાં રંગેલાં વાસણ.

આયાત-રૂ, ડાંગર, ખાંડ, સુતર, ઉનનું કાપડ, કેરોસીન, લોખંડનો સામાન અને સાંચા કામ.

ખનિજ-તાંબુ, લોઢું ગંધકને કોલસા.

રાજ્ય બંધારણ-જાપાનનો શહેનશાહ મિકાડો કહેવાય છે. આ રાજ્ય રાજા સત્તાક હતું પણ રાજાએ લોકોને ઇ. સ. ૧૮૮૯ માં નવું રાજ્ય બંધારણ બક્ષ્યું તેમાં શહેનશાહને મદદ કરવાને બે સભા છે. તે સભાની મંજુરી વગર કોઇ ખરડો કાયદો થઇ શકતો નથી. તેનું લશ્કર અને નૌકાસૈન્ય યુરોપીઅન ઢબ પ્રમાણે છે.

# જાપાન અને ઇંગ્લાંડ (બ્રિટિશ ટાપુ)નો મુકાબલો

(૧) જાપાન: પાસિફિક મહાસાગરમાં ટાપુઓ છે ત્યારે બ્રિટિશ ટાપુઓ આટલાંટિક મહાસાગરમાં છે. (૨) બને દેશના કિનારા ખાંચાવાળા અને તે ઉપર સારાં બંદરો છે. (૩) બંનેની રાજધાની મહાસાગરના ધોરી રસ્તા ઉપર આવેલી છે. (૪) બંને દેશો વેપારમાં જેવી જગાએ (મધ્યમાં) જોઇએ તેવી યોગ્ય જગામાં છે. (૫) બંનેની સામેના દેશો મોટા વેપારી અને ઘણા ઉદ્યોગી છે. (૬) બંને દેશોની હવા એ દેશોના અક્ષાંસપર આવેલા બીજા દેશો કરતાં ગરમ પ્રવાહ (ગલ્ફસ્ટ્રીમને કયુરોસીવો) ને લીધે ગરમ છે. (૭) બંને દેશોના લોકો જૂના વિચારને વળગી રહેનારા પણ જરૂર પડે ફેરફાર કરવામાં પાછા પડતા નથી. (૮) બંનના લોકો વેપારી, સાહિસક, અને ઉદ્યોગી છે. (૯) બંનેમાં લોઢાને કોલસાની ખાણો છે તથા મોટાં કારખાનાં વિશેષ છે. (૧૦) જાપાનને પુર્વ તરફનું [એશિઆનું] ઇંગ્લાંડ કહે છે.

ઉદ્યો–કારખાનાં

લોકો–મોંગોલીઅન વર્ગના છે. તે વિદ્યા હુન્નરમાં બહુ આગળ પડતા સભ્ય અને ખુલ્લા દીલના છે. હાથીદાંત અને ધાતુઓના મીના કામમાં ચીની લોકો માફક જાપાની લોકો ચતુર છે. ઉત્તરમાં ઐયનુ નામે જુના વતનીઓના શરીર ઉપર પુષ્કળ વાળ હોય છે.

**વિશેષ હકીકત**—એનો મુખ્ય વેપાર ગ્રેટબ્રિટન, યુનાઈટેડસ્ટેટસ અને હિંદુસ્તાન સાથે છે અહીં રેશમી, સુતરાઉ કાપડ, કાગળ, દીવાસળી અને કાચનાં મોટાં કારખાનાં છે, તથા અહીંનાં માટીનાં વાસણ, લાખનું કામ અને કાંસાનું કામ વખણાય છે.

---

## કોરીઆ

એ દ્વીપકલ્પ છે. તે ઇ. સ. ૧૯૧૦ માં જાપાન સાથે જોડાઈ ગયું છે. એ લોકોનો મુખ્ય ધર્મ બૌદ્ધ છે.

**સામુદ્રધુની**-કોરીઆની

**શહેર**—સેઓલ—રાજધાની છે. આ સિવાય ચેમુલપો ફુસન અને ગુએનસાન બંદરોમાં પરદેશીઓને વેપાર કરવાની છુટ છે.

**પેદાશ**—ચોખા ઘઉં, જવને તમાકુ.

**ખનિજ**—સોનું, રૂપું, કોલસા, લોખંડને સીસું.

---

## એશીઆઇ રૂશીઆ.

એના ત્રણ ભાગ છે. (૧) સૈબીરિઆ, (૨) રૂશિઅન તર્તરી અને (૩) કોકેશિઆ.

### (૧) સૈબીરિઆ

**સામુદ્રધુની**—બેરીંગ.

**ભૂશીર**—પુર્વકેપને લોપાટકા.

**દ્વીપકલ્પ**—કામસ્કાટકા તેનું દક્ષિણબિંદુ લોપાટકા છે.

**ટાપુ**—સગેલીઅનને સેબારિઆ તેમાં પહેલામાંથી કોલસા અને બીજામાંથી હાથીદાંત નીકળે છે.

પર્વતો-આલ્તાઇ, યાબ્લોનોઇ, ને સ્ટેનોવોઇ.

નદીઓ-ઓબી, એનેસી, લીના આમુર, ઇર્ટીશ અને અંગારા.

મેદાન-ટંડ્રાઝ(ટુંડ્રાઝ) તે લીલવાળી જમીન છે અને જમીનપર નવ માસ બરફ રહે છે.

સરોવર-બૈકલ-એ મીઠા પાણીનું મોટું સરોવર છે. તેનું પાણી છમાસ ઠરેલું રહે છે. ત્યારે તેના ઉપર રેનડીઅરની ગાડી ચાલે છે.

## શહેરો

ઇરકુટસ્ક-પૂર્વ સૈબીરિયાનું મુખ્ય શહેર અંગારા નદી ઉપર છે. તેમાં મુખ્ય રૂવાંનો વેપાર છે.

ટોમ્સ્ક-ઓબી નદી ઉપર આવેલું છે ને તેમાં વિશ્વવિદ્યાલય છે.

ટોબોલસ્ક-રશિઆની જુની રાજધાની ઇર્ટીશ નદી ઉપર છે.

ઓમસ્ક-ઇર્ટીશ નદી ઉપર પશ્ચિમ સૈબીરિઆનું મુખ્ય શહેર છે.

યેકુટસ્ક-વર્કોયાન્સ્ક બાદ કરતાં પૃથ્વી ઉપર ઠંડામાં ઠંડું શહેર છે. તેમાં યુરોપના ઉંચામાં ઉંચા માઉન્ટબ્લાંન કરતાં વધારે ઠંડી પડે છે.

વ્લેડીવોસ્ટોક-પાસિફિકપર નૌકા સૈન્યનું સ્થળ છે.

પેટ્રોપોલસ્ક-કામસ્કાટકા દ્વીપકલ્પનું મુખ્ય શહેર છે. ત્યાંના લોકો શિયાળામાં જમીનમાં રહે છે.

આબોહવા–તે શીતકટિબંધમાં આવેલો હોવાથી ત્યાં અતિશય ઠંડી પડે છે. તેથી તેની વસ્તી ઓછી છે. પૃથ્વીપર વધારેમાં વધારે ઠંડી વર્કોયાન્સ્કમાં પડે છે. અને પારો પણ ઠરી જાય છે.

નિકાશ–ધાતુ અને ખેતીની પેદાશ

આયાત–ચા, રેશમ, ચામડાંને કારખાનાનો તૈયાર માલ

ખનિજ–યુરલ પર્વતમાંથી સોનું, તથા આલતાઇ પર્વતમાંથી સોનું, રૂપુને કોલસા વળી લોખંડ, સીસું તાંબું અને હાથીદાંત પણ છે.

(૨) રૂશિઅન તુર્કસ્તાન અથવા તાર્તરી.

ઉચ્ચ પ્રદેશ–પામીર તેને દુનીઆનું છાપરું પણ કહે છે.

નદીઓ–આમુદર્યા, (ઓકસસ) સિરદર્યા અથવા સિહુન, જક્ષારટિસ અને ઝરફશાન છે.

મેદાન–સ્ટેપીઝ (સ્ટેપ) તે ખેતી વિનાનુંને જંગલનું છે.

## શહેરો

તાસ્કંદ–રાજધાની જક્ષારટિસ નદી ઉપર છે.

ખોકંદ–વેપારનું મથક અને બાબરની જન્મ ભુમિ છે.

બોખારા–ઝરફશાન નદી ઉપર સુંદર શહેર અને વેપારનું મથક છે તથા તેમાં શાળાઓ પુષ્કળ છે.

સમરકંદ–તૈમુરની રાજધાની તથા તેનો રોજો છે

ખીવા—દેશીરાજની રાજધાની અને ઘણું રમણીય શહેર છે.

ધર્મ—મુસલમાની.

આબોહવા—શિયાળામાં ઠંડી અને ઉનાળામાં વિશેષ તાપ પડે છે

પેદાશ—મેવો, રૂ, શણ, તમાકુ, ઘઉં અને ડાંગર.

## (૩) કોકેશિઆ.

પર્વત—કાકેસસ— આ પર્વત ઉપરથી આ ભાગનું નામ કોકેશિઆ પડયું છે.

## શહેરો

ટિફ્લિસ—રાજધાની અને મોટું શહેર છે તેનો અર્થ ગરમ શહેર થાય છે. એ નામ આપવાનું કારણ તેની આજુબાજુ ગંધક મિશ્રિત પાણીના ઝરા છે.

બાકુ—કાસ્પીઅન સમુદ્રપર કેરોસીનના વેપારનું મથક છે. એની પાસે કેરોસીનના ૭૦૦ કુવા છે.

બાટુમ—અહીં બાકુથી ૬૭૦ માઇલ સીધાના નળવતી કેરોસીન આવે છે અને પછી કાળા સમુદ્રના આ બંદરેથી પરદેશ મોકલે છે.

પેદાશ—ઘઉં, ડાંગર, મકાઇને કેરોસીન.

ખનિજ—કેરોસીન, સોનું, તાંબુ, કોયલા,ને સીસું.



# એસીઆઇ તુર્કસ્તાન.

એના મુખ્ય ચાર પ્રાંતો કરેલા છે. (૧) એશિઆ માઇનર (૨) આર્મિનિઆ અને કુર્દિસ્તાન, (૩) મેસોપોટેમિઆ, (૪) સિરિઆ અને પેલેસ્ટાઇન.

## (૧) એશિઆ માઇનર.

આ ભાગ એશિઆ અને યુરોપનું દ્વાર કહેવાય છે. તથા હોમર, પેથાગોરસ અને હિરોડોટસની જન્મભુમિ છે.

પર્વતો–તોરસ | ભુશિર–કેપબાબા.

ટાપુ–મિટીલીન, સામોસ, (પાઇથાગોરસની જન્મભુમિ) કોસ રોડસ અને સાયપ્રસ જેને ઇ. સ. ૧૮૭૮ માં તુર્કી સુલતાને અંગ્રેજોને આપ્યો.

## શહેરો

સ્મર્ના–રાજધાની છે તેનો વેપાર સુકો મેવો, રેશમ, ઉન ઔષધિ વિગેરે છે

સ્કુટેરી–કોન્સ્ટાન્ટિનોપલનું પરૂં છે.

બ્રુસ–રેશમના વણાટ માટે પ્રખ્યાત છે

અંગોરા–બકરાંના ઉન માટે પ્રખ્યાત છે.

આબોહવા–આ દેશની હવા સમધાત અને ખુશનુમા છે

ધર્મ–મુસલમાની, ખ્રિસ્તિ અને યાહુદી

નિકાશ-દ્રાક્ષ, અંજીર, આલીવ, ઉન, ટરપેનટાઈન, રૂ, અફીણ અને ઘઉં

ખનિજ-રૂપું, તાંબુ, સીસું, લોખંડ અને કોલસા

## (૨) આર્મીનિઆ અને કુર્દિસ્તાન

એનાં ઉત્તરના ભાગને આર્મીનિઆ અને દક્ષિણના ભાગને કુર્દિસ્તાન કહે છે

સરોવર-વાન | ધર્મ—ખ્રિસ્તિને મુસલમાની

## શહેરો

અર્જરૂમ-આર્મીનિઆની રાજધાની છે તથા ઇરાનનો કાળા સમુદ્રપરનો વેપાર આ શહેરની મારફતે ચાલે છે

વાન-વાન સરોવર પાસે છે

ડાયરબકર-તેગ્રિસ નદી ઉપર વેપારનું મથક છે

પેદાશ-તમાકુ, કપાસ, દ્રાક્ષ, તરબુચ, મેવો અને અનાજ

## (૩) મેસોપોટેમીયા

મેસોપોટેમિયાનો અર્થ બે નદી વચ્ચેનો મુલક (દુઆબ) થાય છે

નદીઓ-તેગ્રિસને યુફ્રેટિસ

મોસલ-રૂ અને મલમલ માટે ઘણું પ્રખ્યાત છે

બગદાદ-તેમાં મુસલમાની ધર્મના ખલીફાના રાજધાની હતી અને હાલ વેપારનું મથક છે

**બસરા**-યુફ્રેટિસ નદી ઉપર છે તેમાં ખજુરનાં ઝાડ પુષ્કળ થાય છે બગદાદ અને બસરાવાળો યુફ્રેટિસનો આ પ્રદેશ ઇરાક અરબી અથવા ખાલદીઆ નામે પ્રસિદ્ધ છે

**કરબલા**-તેમાં ઇમામ હુસેનની કબર છે શીઆ લોકો આને ઘણી પવિત્ર જગા માને છે

આ સિવાય **બાબિલન** અને **નીનેવેહ** એ જૂના વખતમાં ઘણાં પ્રખ્યાત હતાં પણ હાલ એનાં માત્ર ખંડિએરા છે

**આબોહવા**-આ ભાગમાં શિયાળામાં બહુ ઠંડી પડતી નથી, અને હવા લગભગ ઉષ્ણકટિબંધના જેવી છે

## (૪) સીરીઆ અને પાલેસ્ટાઇન

પેલેસ્ટાઇન દેશ ખ્રિસ્તિ લોકોની પવિત્ર ભુમિ છે કારણ કે તે ઇસુખ્રિસ્તની જન્મ ભુમિ છે

ડેડ સી-સમુદ્ર (મૃત)-એનું પાણી ઘણું ખારૂં હોવાથી તેમાં માછલાં કે જીવ ટકતાં નથી વળી માણસ એમાં ઉપર તર્યા કરે છે તે ભૂમધ્ય સમુદ્રની સપાટી કરતાં ૧૩૮૦ ફુટ નીચું છે.

જોર્ડન- એ મૃત્યુંને મળે છે. | રણ-સીરીઆનું.

પર્વત-લિબનાન અને તોરસ.

## શહેરો

દમાસ્કસ-સીરિઆની રાજધાની અને ગુલાબ, તરવારને દમાસ્કસ નામે લુગડા માટે પ્રખ્યાત છે. એ વેપારનું મુખ્ય મથક છે.

**બેરૂત**-દમાસ્કસનું બંદર છે.

અલેપ્પો (હલબ)-કેપઓફ ગુડહોપનો રસ્તો શોધી કાઢયા અગાઉ યુરોપનો વેપાર આ શહેર મારફતે થતો હતો.

ઈસ્કેન્ડરૂન-અલેપ્પોનું બંદર છે.

યરૂશાલેમ (જેરૂસલમ)-પાલેસ્ટાઈનનું મુખ્ય શહેર ખ્રિસ્તી લોકોનું પવિત્ર સ્થાન છે, કારણ કે અહીં ઇસુખ્રિસ્ત વધ સ્તંભે જડાયા હતા.

જાફા:-યરૂશાલેમનું બંદર છે. ત્યાંથી નારંગી પરદેશ જાય છે.

બેથ્લેહેમ-ઇસુખ્રિસ્તિની જન્મ ભુમિ છે.

આબોહવા-અહીં ઉચ્ચ પ્રદેશપર શિયાળો સખત અને ઉનાળો મધ્યમ છે.

નિકાશ-દ્રાક્ષ, ઓલીવ, અંજીર, નારંગી, શેતુરને ખજુર.

---

## અરબસ્તાન

પ્રાંતો-હેજાઝ, યમન, એલહસા, ઓમાન ને હેડ્રામોત.

સામુદ્રધુની-બાબલમાંડેપ | ભુશિર-રાસઅલહદ

બે:-બહેરીન-એ ઇરાની અખાતમાં મોતી માટે પ્રસિદ્ધ છે.

## શહેરો

મક્કા-અહીં મહમદ પેગંબર ઈ. સ. ૫૭૦ માં જન્મ્યા હતા. માટે મુસલમાનોનું પવિત્ર શહેર ગણાય છે. જિદાહ-મક્કાનું બંદર છે.

મદીના-મહમદની કબર છે. અહીં ઇ.સ. ૬૨૨ પેગંબર મક્કેથી આવેલા માટે ત્યારથી મુસલમાનોનો હીજરી સન ગણાય છે,

સેના—યમનની રાજધાની છે, અને તે શહેર સુંદર તથા રળકુપ છે.

મોકબા—બુંદને માટે પ્રખ્યાત છે.

મસ્કત—ઓમાનની રાજધાની અને બંદર છે. તેનો વેપાર ખજુર, સુકો મેવોને સુકાં માછલાં છે.

એડન—બ્રિટિશ સંસ્થાન મુંબાઇના ગવર્નરની દેખરેખ નીચે છે.

આબોહવા—અહીની હવા ગરમ અને સુકી છે. તે આફ્રિકાની હવાને મળતી આવે છે. અહીં વરસાદ ઓછો પડે છે, અને કેટલાક ભાગમાં તો લગભગ ૩-૪ વર્ષ સુધી બીલકુલ પડતો નથી.

નિકાશ—ઓર્ણામ્બ્રા, મરી, લોબાન, ખજુર, બુંદને ઘોડા.

પેદાશ—ઘઉં, મકાઇ, જવ અને રૂ છે.

વિશેષ હકીકત—આ દેશ મુસલમાની ધર્મનું મુળ સ્થાન છે. અહીંના આરબો હિંમત, મિજાજપણું, પરોણાચાકરી અને સત્યતાના ગુણો માટે પ્રખ્યાત છે. જે આરબો પોતાનાં ઢોર લઇ ફર્યા કરે છે. તેને બેદુઇન (જંગલમાં ભટકનાર) કહે છે. અહીંના ઘોડા વખણાય છે

## ઇરાન.

પારસીઓનું મુળ સ્થાન આ દેશ છે. તેના રાજાને શાહ કહે છે.

પર્વત—કુર્દિશ ને એલ્બુર્ઝ. એલ્બુર્ઝનું દેવાબેંદ જવાળામુખી શિખર છે.

અખાત—ઇરાની તેમાંથી સાચાં મોતી નીકળે છે.

સરોવર—ઉરમીઆને બખ્તેગાન છે. | બેટ—કરક, કિશ્મને ઓર્મઝ.

## શાહેરો.

**તહેરાન**—ઇરાનની રાજધાની છે. તેમાં શાહનો મહેલ જોવા લાયક છે.

**ઇસ્પહાન**—જુની રાજધાની અને વિદ્યાનું સ્થળ ગણાય છે.

શિરાઝ—તેનો દારૂ વખણાય છે. તેમાં સાદીને હાજી નામે પ્રખ્યાત કવિઓ થઇ ગયા છે.

તબ્રિઝ—વેપારનું સ્થાન છે.

આ સિવાય બુશહેર અને બંદર અબ્બાસ ઇરાની અખાત પર બંદર છે.

**ધર્મ**—મુસલમાની અને શીઆ પંથના.

**આબોહવા**—આ ઉચ્ચ પ્રદેશપર શિયાળામાં સખત ઠંડી અને ઉનાળામાં નીચાણના પ્રદેશમાં સખત ગરમી પડે છે. તથા કાસ્પીઅન સમુદ્રના કિનારાપર વધારે વરસાદ પડે છે.

પેદાશ—ચોખા, રૂ, ઘઉં, જવ, શેરડી, અફીણ, હીંગ, ગળી, તમાકુ, રેશમ, ઉન અને મેવો.

નિકાશ—સુકો મેવો, રૂ, મોતી, અફીણ, શેતરંજીને રેશમના કાશેટા.

ખનિજ—લોખંડ, સીસું, તાંબુને કોલસા છે.

લોકો—આ દેશના લોકો મળતાવડા, પરોણાગત કરનારા તથા રીતભાત અને સભ્યતા માટે પ્રખ્યાત છે. વળી તે હસમુખા, વિવેકીને શોખીલા છે. તુર્કસ્તાનના લોકો થોડું બોલનારા અને

ઇરાનના લોકો છટાદાર વાત કરનારા છે. આ લોકો શેતરંજી શાલને તરવાર બનાવવામાં કુશળ છે. મુળ વતની પારસીઓને મુસલમાનોએ કાઢી મુકયા પછી તુર્ક, આરબ અને મોગલ જાતો વસે છે.

વિશેષ હકીકત–ઇરાનના ઘોડા અને કુતરા કીંમતી ગણાય છે.

## અફગાનિસ્તાન.

એના રાજાને અમીર કહે છે, અને રાજ્ય મુસલમાની છે.

પર્વત–સુલેમાન અને હિંદુકુશ. | નદી–કાબુલ ને આમુદર્યા.

ઘાટ–ખાઇબર, કુરમને બાલનઘાટ એવા બધા મળીને ૧૦ ઘાટ છે.

### શહેરો.

કાબુલ–અફગાનિસ્તાનની રાજધાની અને વેપારનું મથક છે.

કંદહાર–વેપારનું મથક અને અગત્યની લશ્કરી જગા છે.

હેરાત–તેને હિંદુસ્તાનનો દરવાજો અને ખુરાસાન (અફગાનિસ્તાન) નું મોતી કહે છે.

ગઝની (ગીઝની)–એ ૧૧ મી સદીમાં રાજધાની હતી.

જલાલાબાદ–ઐતિહાસિક શહેર છે.

બલખ–અફગાન તુર્કસ્તાન (હિંદુકુશ અને આમુદર્યા વચ્ચેનો પ્રદેશ) ના શહેરોમાં મુખ્ય છે. તે કેટલાકની ધારણા પ્રમાણે પારસી ધર્મના પેગંબર ઝોરાસ્ટરની જન્મ ભુમિ છે.

કુશ્ક–અફગાનિસ્તાનની સરહદપર રશિયન રેલવેનો છેડો છે.

ધર્મ-મુસલમાની અને તે પુસ્તુ ભાષા બોલે છે.

ધંધો-રેશમી કાપડ તથા શેતરંજી વણવાનો છે તથા ફેલ્ટ (દબાવેલા ઉનનું જાડું કાપડ) અને પોશતીન (ચામડાનાં લુગડાં) બનાવવાનો છે.

આબોહવા-શિયાળામાં સખત ઠંડી પડે છે. તે એટલે સુધી કે નદીનાં પાણી ઠરી જાય છે. ને ઉનાળામાં ગરમી વધારે પડે છે.

નિકાશ-હીંગ, મેવા, ઉન, ઢોર, ચામડાંને ઓષધી હિંદુસ્તાનમાં તથા ઇરાન,ને રૂશિઆમાં ઉન જાય છે.

આયાત-સુતરને સુતરાઉ કાપડ, ધાતુ, ચાને ખાંડ એ હિંદુસ્તાનથી તથા ઇરાન અને રૂશિઆથી સુતરાઉને રેશમી કાપડ, ખાંડ વગેરે આવે છે.

## ભાગ ૪ થો

---

# એશિઆ ખંડનું સામાન્ય વર્ણન

પર્વતો-હિમાલય, હિંદુકુશ, સુલેમાન, કારાકોરમ, કયુએનલુન, થ્યાનશાન, આલતાઇ, યાબ્લોનોઇ, સ્ટેનોવોઇ, એલ્બુર્ઝ, તારસ વગેરે પામીરના- ઉચ્ચ પ્રદેશમાંથી શરૂ થાય છે. તે સિવાય વિંધ્યાચળ, સાતપુડા, પુર્વઘાટ, પશ્ચિમઘાટ અરવલ્લી, આબુ, કાકેસસને યુરલ.

ઉચ્ચ પ્રદેશ:-પામીર, (દુનીઆનું છાપરૂં) ટિબેટ, ગોબીનું રણ, ઇરાન, અરબસ્તાન, ને દક્ષિણ હિંદુસ્તાન.

મેદાન-તુરાન અને સ્ટેપ.

રણ—અરબસ્તાનનું, ઇરાનનું, ગોબીનું, મારવાડનું અને કચ્છનું.

નદીઓ—સિંધુ, ગંગા, જમના, નર્મદા, તાપી, ગોદાવરી, મહા, કૃષ્ણા, બ્રહ્મપુત્રા, ઇરાવતી, સિતાંગ, શાલવીન, બાસીન, મેકાંગ, મેનામ, પૈહો, હોઆંગહો, યાંગસેકયાંગ, કંતાન, આમુર, ઇર્ટિશ, ઓબી, એનેસી, લીના, અંગારા, આમુદર્યા (ઓક્સસ), સિરદર્યા, (સિહૂન) તૈગિસ, યુફ્રેટિશ, જોર્ડન યુરલ, કાબુલ ને તારીમ.

ધોધ—ગેરસપ્પા, ને કાવેરીનો.

સરોવર—ચીલકા, કોલર, પુલીકટ સાંબર, તેઅીનુર, પાલ્તી, રાવણહૃદ, માન, ઉરૂમીઆ, વાન, મૃત્યું, કાસ્પીઅન, આરલ ને બલકાશ.

સમુદ્ર—અરબી, બંગાળી, ચીનાઇ, પીળો, જાપાની, ઓકોટસ્ક બહેરિંગ, રાતો, કાળો, ભુમધ્યને મામોરા.

અખાત—કચ્છનો, ખંભાતનો, મનારનો, બંગાળી ઉપસાગર, માર્તાબાનનો, શિઆમનો, પેચીલીનો, એડનનો, ઇરાની, ને ઓમાન.

ભુશિરો—કન્યાકુમારિકા, રાસઅલહદ, કેપનિગ્રેસ, પાલમેયરા, રોમાનીઆ, લોપાટકા, પુર્વકેપ, ચેલિસ્કીનને કેપબાબા.

સામુદ્રધુની—પાલ્ક, મલાકા, કોરિઆ, બહેરિંગ, ઓરમઝ, બાબલમાંડપા.

સંયોગી ભુમી—ક્રોની.

દ્રીપકલ્પ—હિંદુસ્તાન, હિંદીચીન, મલાયા, કોરિઆ, કામસ્કાટકા, અરબસ્તાનને એશિયા મૈનર.

બેટ—આંદામાન, નિકોબાર, લક્ષદ્રીપ, માલદ્રીપ, સિલોન, બોર્નિઓ, જાવા, સુમાત્રા, પીનાંગ, સીંગાપુર, લુચુ, ફારમોસા, હેનાન, હાંગકોંગ,

મકો, ચુસન, નિશોન, યસો, શિકોક, ક્યુશીયુ, ક્યુરાઇલ્સ, બ્હેરીંગ અલ્યુશીઅન, લીસ્પોન, સાગોસ, ક્રોસ, રોડસ, સૈપ્રસ, ક્રેક, ક્રિમ ને ઓર્મઝ.

બંદરો—પશ્ચિમ કાંઠાનાં—સ્મર્ના, બૈરૂત, સીડર, ટાયર, એકર જાફા, સુવેજ, જીદ્દા અને એડન. દક્ષિણ કાંઠાનાં—મસ્કત, બુશાહેર, અબ્બાસ, કરાંચી, માંડવી, દ્વારકાં, પોરબંદર, વેરાવળ, ભરૂચ, મુંબાઈ રત્નાગીરી, ગોવા, કારવાડ, હોનાવર, મેંગલુર, કાનાનોર, તાલીચેરી, કાલીકટ, કોચીન, તુતુકારીન, નેગાપટણ, પાંડેચેરી, મદ્રાસ, મછલીપટણ વિજાગાપટ્ટણ, જગન્નાથપુરી, કલકત્તા, ચિતેગાંવ, રંગુન, મુલમૈન, સિંગાપુર, ને સેગોન. પૂર્વ કાંઠાનાં—કેંટોન, હાંગકાંગ, યેમોય, શાંગહાય, નાગાસાકી, ને યોકોહોમા.

સંસ્થાનો—અંગ્રેજના—પીરમ, એડન, લંકા, હિંદનો ઘણોખરા ભાગ, પ્રિન્સઓફવેલ્સના ટાપુઓ, પીનાંગ, સીંગાપુર, મલાકા વેલેસ્લી, હાંગકાંગ, સૈપ્રસ, લક્ષદ્વીપ, માલદ્વીપ, બ્રહ્મદેશને કુચેટા ફ્રેન્ચનાં—ચંદ્રનગર, યાનાન, પાંડેચેરી, કારીકલ, માહી, સાયજોન અને કામ્બોડીઆ નદીની આજુબાજુનો મુલક. વલંદાનાં—ચીન્સુરા.

નિકાશ—ચા, ગુંદ, રૂ, શણ, રેશમ, રંગો, તેલીબી, તમાકુ, મસાલા, ચોખા, ઉન, સાગને કેરોસીન તેલ.

આયાત—સુતરાઉ, ગરમને રેશમી કાપડ, સાંચાકામ, ધાતુઓ, દારૂ, કાચ, કાગળને રંગો.

આબોહવા—આ ખંડ વિષુવવૃત્તથી છેક ઉત્તર ધ્રુવ સુધી આવેલો હોવાથી તેમાં દરેક જાતનાં હવાપાણી માલુમ પડે છે આબોહવાનો

આધાર અક્ષાંશ, પડોશનો દરીઆ અને ઉંચાણ પર રહેલો છે. અક્ષાંશ ને લીધે ઉત્તરનો ભાગ તથા ઉંચાણને લીધે હિમાલયનો ભાગ ઠંડો છે. અરબસ્તાનથી ગેબીના રણ સુધીનો પ્રદેશ ઉનાળામાં પુષ્કળ ગરમી અને શિઆળામાં વધારે ઠંડીવાળો છે તથા વરસાદની તાણ છે દક્ષિણ ભાગ વિષુવવૃત્તની પાસે હોવાથી ગરમ છે. પરંતુ પાસેના પાણી ને લીધે બહુ ગરમી લાગતી નથી આ ભાગમાં વરસાદ બીજા ભાગ કરતાં વધારે પડે છે.

---

## ભાગ ૫ મો
## પરચુરણ હકીકત
## જમીન અને પાણીના ભાગની વ્યાખ્યાઓ.

(૧) જમીનનો મોટો ભાગ સપાટને સરખો હોય તેને સપાટ પ્રદેશ કે મેદાન કહે છે.

(૨) નાનું ગામ અને થોડાં ઘર હોય તેને ગામડું કહે છે.

(૩) જે ગામમાં મુસલમાનની વસ્તી વધારે હોય અને ગામડાં કરતાં મોટું હોય તેને કસ્બો કહે છે.

(૪) જયાં કસ્બા કરતાં વધારે વસ્તી હોય, અને વેપાર સારો ને ધમધોકાર ચાલતો હોય તેને શહેર કહે છે.

(૫) જે શહેર નદી કે દરીઆ કિનારે આવેલું હોય અને વહાણ કે આગબોટ મારફતે માલ ચઢતો ઉતરતો હોય તેને બંદર કહે છે.

(૬) જે સ્થળે આગગાડી (રેલ્વે) ઉભી રહેતી હોય અને માણસો ને માલની ચઢ ઉતર થતી હોય તેને રેલ્વે સ્ટેશન કહે છે.

(૭) જ્યાં રેલવેના જુદાજુદા રસ્તા મળે છે તેને જંકશન કહે છે

(૮) મામલતદારના હાથ નીચેના નાના નાના ગામોના સમુહને તાલુકો કહે છે.

(૯) કલેકટરના તાબાના તાલુકાઓના સમુહને જીલ્લો કહે છે

(૧૦) કમિસ્નરના તાબાના જીલ્લાના સમુહને વિભાગ કહે છે.

(૧૧) ગવર્નરના તાબાના પ્રાંતો અને નાનાં દેશી રાજ્યોના સમુહને ઇલાકો કહે છે.

(૧૨)ઇલાકા, મોટા:પ્રાંતો અને દેશી રાજ્યોના સમુહને દેશ કહે છે. અને તેના ઉપરીને વાઇસરોય છે,

(૧૩) જેમાં ઘણા દેશો આવેલા હોય તેને ખંડ કહે છે. તે પાંચ છે. [૧] એશિયા, [૨] યુરોપ, (૩) આફ્રિકા [૪] અમેરિકા (૫) ઓસ્ટ્રેલિઆ.

(૧૪) જમીનના થોડા ઉંચાણવાળા ભાગને ટેકરી કહે છે ને તેથી વધારે ઉંચાણવાળા ભાગને ટેકરો કહે છે. અને ઘણા ઉંચાણવાળા ભાગને ડુંગર કહે છે.

(૧૫) મોટા અને ઉંચા ડુંગરને પર્વત (પહાડ) કહે છે.

(૧૬) પર્વતના છેક ઉપલા ભાગને શિખર (ટોચ) કહે છે.

(૧૭) બે પર્વતો કે ડુંગરોની વચ્ચે આવેલા નીચાણના ભાગ (પ્રદેશ) ને ખીણ કહે છે.

(૧૮) પર્વતના છેક નીચા જમીનની નજીકના ભાગને તળેટી કહે છે.

(૧૯) પહાડો ઉપર આવેલા પ્રદેશને ઉચ્ચ પ્રદેશ કહે છે.

(૨૦) જે ઉચ્ચ પ્રદેશમાંથી જુદીજુદી દિશાઓમાં નદીઓનું પાણી વહે છે. તેને જળક્ષેપ પ્રદેશ કહે છે.

(૨૧) જે પ્રદેશમાં ઘણીજ નદીઓ વહેતી હોય તેને જંગાશય કહે છે.

(૨૨) પહાડોમાં થઈને જવા આવવાના માર્ગને ઘાટ કહે છે.

(૨૩) પહાડ કે જમીનની અંદર કોતરી કાઢેલા માર્ગને ટનલ કહે છે.

(૨૪) રેતાળ અને ઉજડ પ્રદેશને રણ કહે છે.

(૨૫) રણ માં ઝાડપાન અને પાણીવાળી ફળદ્રુપ જમીન આવેલી હોય તેને રણદ્વીપ કહે છે.

(૨૬) ચારે બાજુએ પાણીથી વીંટાળાએલા જમીનના ભાગને બેટ (દ્વીપ) કહે છે.

(૨૭) જેની ત્રણ બાજુએ પાણી અને એક બાજુએ જમીન હોય તેને દ્વીપકલ્પ કહે છે.

(૨૮) જમીનના બે મોટા ભાગને સાંધનારો જમીનનો નાનો ભાગ તેને સંયોગીભુમિ કહે છે.

(૨૯) જમીનની અણી લાંબી થઇને ઘણા ગાઉ સમુદ્રમાં ગએલી હોય તેને ભુશિર [કેપકેપોઇન્ટ] કહે છે.

(૩૦) જમીનનો જે ભાગ નદી, દરીઓ કે પાણીના કોઈ ભાગની લગોલગ આવેલો હોય તેને કિનારો કે (કાંઠો) કહે છે.

(૩૧) બે નદીઓની વચ્ચે આવેલા પ્રદેશને દોઆબ કહે છે. (દો=બે+આબ=પાણી)

(૩૨) દરીઆમાં પાણીની સપાટી સુધી ઉંચા આવેલા ડુંગરા ને ખડક કે ખરાબો કહે છે.

(૩૩) ઉંચાં ખડકો કોરીને નદી ઉંડાણમાં વહેતી હોય તેવા ઉંચા ખડકોને કેનન કહે છે.

(૩૪) મીઠા પાણીનો પ્રવાહ પર્વત કે સરોવરમાંથી નીકળી ઢળતી જગ્યામાં થઇ સમુદ્રને મળે તેને નદી કહે છે.

(૩૫) જે જગ્યાએથી નદી નીકળે છે તે જગ્યાને મુળ અને જ્યાં આગળ મળે છે તેને મુખ કહે છે.

(૩૬) એક નદી બીજી નદીને જે જગાએ મળે તે જગાંને સંગમ કહે છે.

(૩૭) સમુદ્રને મળતા પહેલાં ભરતીનું પાણી અંદર આવે એવા નદીના પહોળા મુખને ખાડી કહે છે.

(૩૮) જમીનથી વીંટળાએલા પાણીના નાના ભાગને તળાવ અને મોટા ભાગને સરોવર કહે છે.

(૩૯) પર્વત ઉપરથી નદીનું પાણી ધોધની માફક પડે ત્યારે તેને ધોધ કહે છે.

પૃથ્વી ઉપરના પાણીના મોટા પાંચ ભાગ કરેલા છે તે દરેકને મહાસાગર કહે છે મહાસાગર પાંચ છે (૧) ઉતર મહાસાગર (૨) આટલાંટિક મહાસાગર (૩) હિંદીમહાસાગર (૪) દક્ષિણમહાસાગર (૫) પાસિફિક મહાસાગર.

(૪૧) મહાસાગરના ફાંટાને સમુદ્ર (દરિઆ) કહે છે.

(૪૨) સમુદ્રનો ફાંટો ઘણા ગાઉ સુધી જમીનમાં ગએલો હોય તેને અખાત કહે છે.

(૪૩) પહોળા મોંઢાના અખાતને ઉપસાગર કહે છે.

(૪૪) પાણીના બે મોટા ભાગને સાંધનારા પાણીના નાના ભાગને સામુદ્રધુની કહે છે.

(૪૫) વહાણો સહીસલામત રહી શકે એવા પાણીના ભાગને બારૂ કહે છે.

(૪૬) કિનારા પાસે આવી આગબોટ માલ લઇ ઉતારી શકે એવી સગવડ સારૂ બારામાં કરેલા બાંધકામને ગોદી કહે છે.

[૪૭] લડાઇ માટે બનાવેલી આગબોટને મનવાર કહે છે.

[૪૮] નદી સમુદ્રને ઘણા મુખે મળે તે જગ્યાએ બનેલા ત્રિકોણાકાર ભાગને ડેલ્ટા કહે છે.

[૪૯] ખેતીવાડીને પાણી પુરુ પાડવા નદીમાંથી જે મોટા ફાંટા કાઢેલા હોય છે તેને નહેર [કનાલ) કહે છે.

## નદીઓની હકીકત.

સિંધુ–હિમાલયના કૈલાસ શિખરમાંથી નીકળી કાશ્મિર પંજાબને સિંધમાં વહી અરબી સમુદ્રને મળે છે તેના ઉપરનાં શહેરો લાડક અટક, કાલાબાગ, મીઠનકોટ, સક્કર, હૈદ્રાબાદ, ઠઠ્ઠાને કરાંચી છે.

ગંગા-હિમાલયના ગંગોત્રી શિખરમાંથી નીકળી સંયુક્ત, બહાર ઓઢીઆને બંગાળા ઈલાકામાં વહી બંગાળી ઉપસાગરને મળે છે તેના ઉપર બદ્રીનાથ, હરદ્વાર, કનોજ, કાનપુર, અલ્હાબાદ, મીરજાપુર, કાશી, ગાઝીપુર, પટણા, મોંગીર, ભાગલપૂરને રાજમહાલછે.

જમના-જમ્નોત્રી શિખરમાંથી નીકળી સંયુકત પ્રાંતમાં વહી ગંગાને મળે છે તેના ઉપર સ્થાનેશ્વર, દિલ્હી, આગ્રા, ઈટાવા કાલ્પીને અલ્હાબાદ છે.

બ્રહ્મપુત્રા-કૈલાસ શિખરમાંથી નીકળી ટિબેટ, આસામને બંગાળામાં વહી બંગાળી સમુદ્રને મળે છે તેના ઉપર ગૌહત્તી તેજપુરને ઢાકા છે.

ગોદાવરી-સહ્યાદ્રી પર્વતમાંથી નીકળી મહારાષ્ટ્ર, નિઝામ, ને મદ્રાસ ઇલાામાં વહી બંગાળી સમુદ્રને મળે છે તેના ઉપર નાશીક, રાજમહેંદ્રીને યાનાન છે.

કૃષ્ણા-સહ્યાદ્રી પર્વતમાંથી નીકળી મહારાષ્ટ્ર નિઝામ ને મદ્રાસમાં વહી બગાળી સમુદ્રને મળે છે તેના ઉપર સાંગલી, મીરજ, કુરંદવાડને મછલીપટ્ટણ છે.

સતલજ-કૈલાસ શિખરમાંથી નીકળી પંજાબમાં વહી સિંધુને મળે છે તેના ઉપર લુધીઆના, ફીરોજપુર ને ભાવલપુર છે.

મહા-બકસરના ડુંગરમાંથી નીકળી મધ્યપ્રાંતને ઓઢીઆમાં વહી બંગાળી સમુદ્રને મળે છે તેના ઉપર સંબલપુર, કટકને જગન્નાથપુરી છે.

**નર્મદા**-વિંધ્યાચળ પર્વતમાંથી નીકળી મધ્ય પ્રાંત મધ્યહિંદ એજન્સી અને ગુજરાતમાં વહી ખંભાતના અખાતને મળે છે તેના ઉપર જબલપુર, હુસંગાબાદ, ચાંણોદ ને ભારૂચ છે.

તાપી-સાતપુડા પર્વતમાંથી નીકળી મધ્ય પ્રાંતને ગુજરાતમાં વહી અરબી સમુદ્રને મળે છે તેના ઉપર બુરાનપુર, ભુસાવળને સુરત છે!

કાવેરી-સહ્યાદ્રી પર્વતમાંથી નીકળી મૈસુરને મદ્રાસ ઇલાકામાં વહી બંગાળી સમુદ્રને મળે છે તેના ઉપર મૈસુર, શ્રીરંગપટ્ટણ, ત્રિચિનાપલ્લી, તંજાવુરને શ્રીરંગમ છે.

ઇર્ટીશ-આલતાઇ પર્વતમાંથી નીકળી રૂશિઆમાં વહી ઓબીને મળે છે તેને કાંઠે ઓમ્સ્ક છે.

ઓબી-આલતાઇ પર્વતમાંથી નીકળી રૂશિઆમાં વહી ઓબીના અખાતને મળે છે તેને કાંઠે નોબોલ્સ્ક છે.

યેનેસી-આલતાઇ પર્વતમાંથી નીકળી રૂશિઆમાં વહી ઉત્તર મહાસાગરને મળે છે.

લીના-બૈકલ સરોવર પાસેથી નીકળી રૂશિઆમાં વહી ઉત્તર મહાસાગરને મળે છે તેને કાંઠે ઇર્કુટસ્ક છે.

**આમુર**-યાબ્લોનોઈ પર્વતમાંથી નીકળી રૂશિઆમાં વહી ઓકોટસ્કના સમુદ્રને મળે છે.

પેહો-ચીનના પર્વતમાંથી નીકળી ચીનમાં વહી પાસીફીક મહાસાગરને મળે છે તેને કાંઠે પેકીન છે.

**હોઆંગહો**-ટિબેટના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ચીનમાં વહી પેચીલીના અખાતને મળે છે.

**યાંગસેકયાંગ**-ટિબેટ ના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ચીનમાં વહી પાસીફીક મહાસાગરને મળે છે તેને કાંઠે નાનકીન છે.

**કંતાન**-ટિબેટના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી ચીનમાં વહી પાસિફીક મહાસાગરને મળે છે તેને કાંઠે કંતાન છે.

**મેકાંગ**-ટિબેટમાંથી નીકળી હિંદીચાનમાં વહી પાસીફીક મહાસાગરને મળે છે.

**મેનામ**-બ્રહ્મદેશના ડુંગરોમાંથી નીકળી હિંદીચીનમાં વહી પાસીફીક મહાસાગરને મળે છે તેને કાંઠે બાંકાક ને જુથીઆ.

**ઇરાવતી**-હિમાલય પર્વતમાંથી નીકળી બ્રહ્મદેશમાં વહી હિંદી મહાસાગરને મળે છે તેને કાંઠે માંડલેજ.

**યુફ્રેટિસ**-આર્મિનીઆના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી તુર્કસ્તાનમાં વહી ઇરાની અખાતને મળે છે તેને કાંઠે બસરા છે.

**તેગ્રિસ**-આર્મિનીઆના ઉચ્ચ પ્રદેશમાંથી નીકળી તુર્કસ્તાનમાં વહી યુફ્રટિસને મળે છે.

**આમુદર્યા [ઓકસસ]**-હિંદુકુશ પર્વતમાંથી નીકળી તાર્તરીમાં વહી એરલ સમુદ્રને મળે છે.

**સીરદરિયા [સીહુન]**-થીઆનશાન પર્વતમાંથી નીકળી તાર્તરીમાં વહી એરલ સમુદ્રને મળે છે.

**એશિઆ ખંડમાંથી ઉત્તરથી દક્ષિણ તરફ વહેનારી નદીઓ:-** સિંધુ, સાબરમતી, મહી, ઇરાવતી, સાલવીન, મેનામ, મેકાંગ, તેગ્રીસ ને યુફ્રેટિસ.

દક્ષિણથી ઉત્તરમાં વહેનારી નદીઓ-ઈર્ટિશ, ઓબી, એનેસી ને લીના.

પશ્ચિમથી પુર્વમાં વહેનારી નદીઓ-ગોદાવરી, કૃષ્ણા, મહા; પદ્દા, હોઆંગહો, યાંગશેકયાંગ, કંતાનને આમુર.

પુર્વથી પશ્ચિમમાં વહેનારી નદીઓ-નર્મદા, તાપી, સિરદર્યા, ને આમુ.

એશિયામાં સૌથી ઉંચા પર્વત-હિમાલય.

" મોટું ખારા પાણીનું સરોવર-કાસ્પીઅન

" મોટું મીઠા પાણીનું સરોવર-બૈકલ.

" ઘણું ખારૂં સરોવર-વાન.

" મોટી નદી-ઓબ ને યાંગશેકયાંગ સરખી છે.

" મોટું શહેર કેંટોન. વધારે વસ્તીવાળો દેશ-ચીન.

" મોટું રાજ્ય-રશિયા. મોટો દ્વીપકલ્પ-હિંદુસ્તાન.

" વધારે વસ્તીવાળું રાજ્ય-ચીનનું.

" આગળ પડતો દેશ-જાપાન.



# જાહેર ખબર

નવી પદ્ધતિ પ્રમાણે રચાએલો હિંદનો ઇતિહાસ આ ઇતિહાસ વર્નાક્યુલર ફાઇનલ, અને પ્રાવેશિકના વિદ્યાર્થીઓ ઉપરાંત ગુજરાતી ધોરણ ૫-૬-૭ ને માટે તેમજ અંગ્રેજી ફર્સ્ટ સેકન્ડ અને થર્ડ માટે અતી ઉપયોગી છે. આ ઇતીહાસમાં રાજાઓના મુકામલા, ચડતી પડતીનું કારણ તેમજ જરૂર પડતા સ્થાનોનું સવીસ્તર વર્ણન આપ્યું છે. કીમ્મત ૦-૭-૬ આંક અને મુખ ગણિત ભાગ ૧ લો પા. મોતીભાઈ ખુશાલભાઈનો બનાવેલો બાળ વર્ગથી ત્રીજા ધોરણ સુધીના વીદ્યાર્થીઓને ઉપયોગી છે. તેમાં મોટા ટાઇપથી આંક, ઘાતો મુખ ગણીત અને તેઓનું શિક્ષણ કેવી રીતે આપવું તે રીતો સહીત-સમજાવેલ છે. કીમ્મત રૂ. ૦-૧-૩

આ સિવાય અમારી દુકાનેથી દરેક જાતની ગુજરાતી, અંગ્રેજી ચોપડીઓ, સ્ટેશનરી, લાઇટ, તેલ, અત્તર, રમકડાં અને વરરાજાના ડ્રેસ સારા કમીશનથી મળશે આ ઉપરાંત ધાર્મીક વાર્તાઓ, નોવેલો. ઇનામ તથા લાયબ્રેરીને માટે મંજુર થએલાં પુસ્તકો ઉપર વ્યાજબી કમીશન આપીશું

# વેપારી સરતો

૧ નાના મોટા ઓરડરપર એક સરખુ ધ્યાન આપવા આવશે.

૨ રૂપીઆ સો ઉપરાંતની કીંમતનો માલ લેનારને અમુક સુધી વગર ખર્ચે મોકલવામાં આવશે. માલ સાથે ઘણું કિંમતનું સચીત્ર કેલેન્ડર મોકલવા આવશે.

૩ હમારા હમેશના ગ્રાહક તરીકે નામ નોંધાવનારને એક બારે સચીત્ર કેલેન્ડર મોકલવામાં આવશે.

૪ ઓરડર વી. પી. મોકલવામાં આવશે.

૫ વધુ ખુલાસા માટે સુખેથી લખશોજી અને એકવાર પ્રસંગ પાડી ખાત્રી કરવા ભલામણ છે.

એજ લી.

**શા. છોટાલાલ રણછોડદાસ મેનેજર**

**ધી સરસ્વતી બુક ડેપો—નડીઆદ**